ઉઠયો 'તો જે કંઈ લઈ આપની રંગીન મ્હેફિલથી,
બરાબર એ બધું 'ઘાયલ' દીવાનો લઈને આવ્યો છે.

પાજોદ દરબાર શ્રી ઈમામુદ્દીનખાન
રૂસ્વા મઝલૂમીને

લયે, મરોડે, અને હસ્તે કો' અપૂર્વ નિજત્વની યશધારિણી આ ગુર્જરી બાની જ્યારે પરાયાંને પોતાનાં બનાવી લેવાની સ્વાભાવિક મનમોટપ દાખવે છે, ત્યારે એને સંપત્તિશક્તિની કોઈ ક્ષતિ નડતી નથી. અમુક ભાવોને વ્યક્ત કરવાની તો ગુજરાતીમાં તાકાત જ નથી એવું કહેનારા ગુજરાતીઓ ભારી લઘુગ્રંથિના ભોગ બન્યા છે .... ઉચ્ચારણના સૂક્ષ્મતમ લય લહકોથી મંડિત ગુજરાતી બાની કોઈ અન્ય પ્રાન્તભાષાના તેજપુંજમાં અળપાઈ જઈ આત્મતિરસ્કાર અનુભવતી બને એ તો અસહ્ય છે.

—ઝવેરચંદ મેઘાણી

# કિરણોની કટોરી

મારા કવિમિત્ર શ્રી બળવંત મહેતાને ત્યાં લહેજતદાર ચા પીતાં પીતાં શ્રી. અમૃત ઘાયલની ગઝલ પહેલીવાર સાંભળી અને એ ચીનાઈ શાહજાદીની જેમ ગઝલને પણ આપણા ઘરનું એક અંગ બની વિહરતી દેખી. પરાઈ ભૂમિમાંથી આવતી કાવ્યપદ્ધતિ કાં તો મૂળના શબ્દપ્રયોગો, ભાવભંગી ને પ્રતીકોને એટલાં ને એવી રીતે ઉઠાવી લાવે છે કે આપણી ભાષાની છાતી પર બેઠી એ પોતાનો ન્યારો ચોકો ને અધિકાર જમાવતી લાગે છે મોટા ઘરની દીકરીની જેમ એ પોતાનો કરિયાવર દેખાડતી ફરે છે ને અહીંની બની શકતી નથી. બીજી બાજૂ એની કેટલીક આગવી ખૂબી ને ખાસિયતને અવગણી આ ઘરના જ રીતરિવાજો એના પર એવા હોંશે બેસાડવામાં આવે છે કે બિચારી ઓશિયાળે મુખે ખૂણે ભરાઈ ને બેઠી હોય એમ લાગે છે શ્રી અમૃત ઘાયલે ગઝલને આ બન્ને અવદશામાંથી ઉગારી લીધી છે. તેમણે ગઝલને પોતાના લોહીમાં ઘૂંટી છે, આત્મસાત્ કરી અપનાવી છે અને પછી ઘણી બાનીમાં એવી રીતે રમતી રાખી છે કે ગુજરાતીનું નિજનું વ્યક્તિત્વ ઝાંખું ન પડે ને ગઝલના શીરાઝી સૌંદર્યને આંચ ન આવે.

પણ આ તો પરાઈ કાવ્યરીતિને પોતાની કરવાની વાત થઈ. એ રીતે કેટલી કાવ્યરતિ પ્રગટ થાય છે એ જ આપણે અહીં જોવાની, જાણવાની ને માણવાની ચીજ છે શરૂઆતથી આપણે અહીં ચાના પ્યાલા પર બેઠક જમાવી છે ત્યારે ચાઈનવાઝ મૌલાના અબુલ કલામ આઝાદના શબ્દો યાદ આવે છે. આ સંગ્રહની ગઝલોને પણ એ સહેજે લાગુ પડે એક દિલચસ્પ પત્રમાં એ 'વ્હાઈટ જેસમીન' યાને 'ગોરી ચમેલી' ચાઈનું ચિત્ર દોરે છે 'તેની ખુશબૂ જે રીતે લતીફ (સુકુમાર) છે એ મુજબ તેનો કેફ તુંદ ને તેજ છે રંગની બાબત શું કહું? લોકોએ

'વહેતી આગ' કરી છે. પણ આગનો ખ્યાલ પાછો ફરતો છે અને આ આગની સુન્દરમુખી (કલ્પના) કાંઈ જુદું માગે છે. 'હું સૂરજનાં કિરણોને મુઠ્ઠીમાં બંધ કરવાની કોશિશ કરું છું અને કહું છું કે એમ સમજો કે જાણે કોઈએ સૂરજના કિરણો એકઠાં કરીને બિલોરી ફિન્જાન (પ્યાલા)માં રેડી દીધા છે.'

શ્રી અમૃત ઘાયલની ગઝલનો આસ્વાદ લેતા આ સૂર્યકિરણોની રફતાર ઝેરી નજરે તરવા લાગી. અને એક ગઝલમાં તો તેમણે આ લાખો કિરણોના મિલાવટની પ્યાલી પોતાને સગે હાથે પાઈ છે.

રંગ પી, રોશની પી, લાલી પી,
એક શું કામ? લાખ પ્યાલી પી.

ગુજરાતીમા ગઝલની આવી લાલી પીરસવા માટે કુદરતે જ તેમને તૈયાર કર્યા લાગે છે નહી તો ગામડાનાં ખેતરો ખૂંદતા ને ડુંગર ચડતા દુહા લલકારનાર જુવાનને તે પાછો દરબારગીની 'બઝ્મે શાયરી'મા ન મૂકી દેત અને ઉર્દૂના અભ્યાસની તેમને તક મળી પાછો દરબારગીના મહેમાન થતા જોશ મલીહાબાદી કે જિગર મુરાદાબાદી જેવા ઉર્દૂના નામી શાયરોની જીવતી જાગતી નિશ્રામાં ઉછેરી અને ગુજરાતીમા ગઝલની એવી માંડણી કરતા લાગ્યા કે એકવાર ખુદ 'જોશ' તેમના શેરને ઉતારી લેવાની લાલચ રોકી શક્યા નહી. લોકબોલીમા હૃદય ઠાલવતા કવિ-ગાયકને અન્ય લોકોને ગઝલના ગાનમા હિલોળે ચડાવનાર શાયરનો આમ જન્મ થયો. શ્રી. અમૃત ઘાયલમા પ્રતિભાબીજ પહેલેથી ન હોત તો કુદરતની આ માવજતને મરામત બહુ લેખે ન લાગત પણ તેમની ઈશ્વરદત્ત પ્રતિભા, માતૃભાષાની સૂઝ ને ગઝલના શાસ્ત્રીય જ્ઞાનના સમન્વયે એક પ્રાણવાન કાવ્યસૃષ્ટિ ખડી કરી છે અત્યાર સુધી તેમના કંઠથી એ તરફ ગુજરાતી કાન મુગ્ધ બની મલકાયા હતા તેમ અહી એમના પાના પર ગુજરાતની આંખે પણ ચાહકોની રહેશે

આ ગઝલસંગ્રહને એમ્દ શાંત ખૂણે બેસી વાંચતા ને વારી જતા કોઈ કાવ્યરસિયાની કલ્પના કરું છું ત્યાં કોણ જાણે કઈ બારીમાંથી મુશાયરાની દુનિયા ડોકિયું કરે છે ઘણીવાર મુશાયરાનું માનીતું ગઝલગુલ 'કોલ્ડ પ્રિન્ટ' મા કરમાઈ જતું લાગે છે. કવિની પાછળટા કે પ્રાસંગિકતાનો ઓપ ઊડી જતાં કાવ્યગુણને અભાવે આમ થતું હશે પણ તેથી ગઝલ એને કોઈ સારા ગળાવાળો સંભળાવે ત્યાં સુધી ઠીક પણ એકપે પડે વાચનનું માન આપવા જેવો માલ્યપ્રમર નહીં એવી કાંઈક ગઝલને નજર લાગી છે આનો ઉતાર વહેલો કરીએ તેમાં આપણને જ ફાયદો છે કારણ કે આવી હીણી નજરથી એ કાવ્યસ્વરૂપની સુંદરતા ઓછી થતી નથી પણ આપણી ઝવેરી નજરની આબરૂનો સવાલ ઊભો થાય છે. મુશાયરામા સામાન્ય ખેતમાળી મેદાન મારી જતી હશે પણ તેથી સમૂચી ગઝલને ગોળીએ દેવાની જરૂર નથી ગઝલનું સાચુ રૂપ બહુ ઉમદા છે અને સમભાવી નજરને પુસ્તકના પાના પર પણ સાચી ગઝલ જાનદાર માલૂમ પડશે વધારે શું કહું? 'હૈ દેખનેકી ચીઝ ઇસે બાર બાર દેખ!' – ગુજરાતી ગઝલનો સિતારો ચડતો છે અને તે વારવાર વંચાય એવી ઇચ્છા રહ્યા કરે છે.

કવિતાના ચંદન મહેલમાથી ગઝલને સમારંજની ખડી નીચેને પગથિયે ઉતારી પાડવી સહેલી વાત છે એની બાહ્ય રચનાકળાને કૃત્રિમ અને આંતરિક ભાવનિરૂપણને મોમાથા વિનાનો અસંબદ્ધ પ્રલાપ ગણી ઉવેખી શકાય છે પેની ચીનાઈ સુંદરીની જેમ તેના ચરણ રદીફ-કાફિયાના ચૂસ્ત બંધને બાંધી તેના અંતરને મરજી મુજબ વિચરવાની છૂટ મળી છે તેનો આપણા મનમા મેળ ખાતો નથી પણ આ જ વસ્તુને આપણે જરા જુદી રીતે ને જુદા પક્ષે જોઈ શકીએ 'હે એ નજરમ બનના જનાબ!' પોતાની સરળતા ને સંગીનમયતાને કારણે લોકસમુદાયની જીભ અને જિગર પર સ્થાન જમાવવામા કોઈ નામ તો નથી ગઝલનું બધાગણુ એવું છે કે તેના શેર સેકડોની સખ્યામા લોકો સહેલાઈથી યાદ રાખી શકે લોકહૃદય ને કવિતા વચ્ચે પુલ બાંધવાનો આ કાવ્યપ્રકારે

ઉર્દૂ શાયરોએ સળંગ રચના માટે એકકાફિયા નઝમ મુક્તથી અપનાવી છે. પ્રાસનો ત્રાસ તોડતાં કે છંદનો છેદ ઉડાડતા તેમણે ત્યાં પાછું વાળી જોયું નથી પણ તેમાના ઘણાખરા પ્રગતિશીલ ગઝલકારો છે, ને ગઝલની દુનિયામાં તેની પૂરેપૂરી અદબ જાળવી છે.

ગઝલમા મુક્તક-શેરોની આ હારમાળા જાણે એક પછી એક ઊછળતા આવતા મોજાં જેવી લાગે છે તેનુ સાતત્ય તથા તેનો ઘેરો ઘૂઘવાટ ટકાવી રાખવાનું કાર્ય રદીફ—કાફિયા બજાવે છે. એક સરખા નાદ-વૈભવે ઊછળતો આ ઊર્મિપ્રવાહ દરેક વેળા નિરાળી ને ભાત પાડતી ભાવલહરી પર સવારી કરી આવે છે. અને તેથી ભાવની સતત નવીન ચોટને ભાષાનો આ ઉદ્દ્યોત ટેકો આપે છે, હોંકારો ભણે છે, ને એમ પોતે તો પડઘા રૂપે બની ભાવના ચમત્કારને પ્રગટ કરે છે એકતામાં અનેકનો સમન્વય કરતી આ સંયોજનામાં ગઝલના માધુર્યનો ભંડાર ભર્યો છે.

પણ આમાં કોઈ સ્થાયી ભાવ તો ન મળે! રસ જામે કેમ? વિધિની વિચિત્રતા છે કે બાહ્ય સ્વરૂપે જરી પુરાણી લાગતી ગઝલ આતરિક સંયો-જનમા જગતની નવી કવિતાની નજીક રહી છે. ઈમેજિસ્ટની, ભાવક્રમિક કાવ્યપદ્ધતિથી જે વાકેફ છે તેને—ઐતિહાસિક ઉલ્લેખો કે પરભાષાના પ્રયોગો બાદ કરતા—આ આતરસામ્ય ઘણુ મઝાનુ લાગશે. મહાકાવ્યનો મસાલો એ નાના સરખા કાવ્યમા આ રીતે ઠાંસીઠાંસીને ભરી દે છે ગઝલમા પણ ભાવમૂર્તિના વેરણ છેરણ ટુકડાને બદલે કવિની આતરચેતના પર જે સંસ્કાર ઊઠયા છે તેને એક પછી એક શેરમા નિર્બંધ રીતે પ્રગટ કરવામા આવે છે. ‘હર કતરએ દરિયામે દરિયાકી હૈ ગહરાઈ’—એકેક સાગરબિંદુમા જાણે સાગરનુ ઊંડાણ છુપાયુ હોય છે એક શેરની પાછળ કવિના અનુ-ભવ અને કલ્પનાભંડારમાથી બીજા શેર આપમેળે ખેંચાઈ આવે છે. કાવ્યસર્જનમાં ‘આમદ’ એટલે આતરસંવેદનથી સ્વયંભૂ પ્રગટતી ને ‘આવુર્દ’ એટલે બુદ્ધિથી ખેંચતાણ કરી બેસાડેલી કાવ્યની સર્જન-ક્રિયાની ચોખ્ખી ભેદરેખા છે. ગઝલ પહેલીને અનુસરે છે.

કવિની આ દૃષ્ટિ ને કલા કૌશલ સામે બે ભય શરૂઆતમાં જ લાલ ડોળા કાઢી ઊભા છે અને ગઝલમાં તો એ પહેલે પગલે જ પકડ જમાવે છે તેથી અહીં આગળી ચીંધી જરા પુણ્ય કમાઈ લઉં. અંગ્રેજી કવિતાના એક અગ્રણી કવિ ને વિવેચકે મને એક ફક્કડ પત્રમાં કવિની આડે આવતા આ કાંટાળા ભયસ્થાનો બતાવ્યા હતા. [1] A too easy acceptance of habitual forms [2] A too deliberate and constructed form — એક તો પરંપરાગત સ્વરૂપોનો સગવડિયો સ્વીકાર. બીજું પ્રયત્નપૂર્વક ઘડી કાઢેલ નવું સ્વરૂપ. આ બંનેમાં લપસી પડવાનો પૂરો સંભવ પણ તેમણે સૂચવ્યું હતું કે ભીતરમાં પ્રેરણાવંત કવિની સાથે પ્રેરણાવંત વિવેચક પણ સર્જકમાં બેઠો હોય—અને એ જુગલજોડીમાં ' પ્રેરણાવંત શબ્દ પર તેમનો ખાસ ભાર હતો. —તો આ બંને ભયને હેયાઉકલતથી એ હટાવી શકે. સર્જનના પાંખાળા અશ્વને એડી મારતા લગામ પર કાબૂ જમાવવાની પણ એટલી જ જરૂર.

ગઝલમાં પહેલો ભરખી જતો ભય આ રહ્યો અરબી-ફારસીમાંથી ગઝલની પાલખી એવે ચોવડિયે ઊપડી છે કે તેના પુરાણા ભાવપ્રતીકોની આજે પણ ભરમાર ચાલુ છે. ફારસી ઉર્દૂ બોલીની લઢણમાં એને બેસાડી દેતા વાર ન લાગે તુકબંધી માટે તો તૈયાર સામગ્રી. ઉપરાંત ઇશ્કિયા શાયરીનો ચસ્કો ભલભલાને ગાળી નાખે છે. જો કે ઉપર કહ્યું તેમ કવિમાં પ્રેરિત સર્જન ને વિવેકશક્તિ જાગ્રત હોય તો આવા જૂના ને મર્યાદિત ક્ષેત્રમાં પણ એ કમાલ રીતે કલમ રોપી શકે. ઇકબાલની નવી બાંગની બોલબાલા હતી ત્યારે અસગર ગોંડવીએ આ જૂનવાણી બાગમાં એવું ગુનગુનગાન કરી બતાવ્યું કે નવો જમાનો મુગ્ધ થઈ ગયો ગઝલ એટલે ભાનવિનાની મસ્તી એ ખ્યાલ તેમણે બદલી નાખ્યો ને ગઝલનું ગૌરવ કાયમ રહ્યું. એ પોતે જ કહે છે તેમ 'અસગર, ગઝલમે ચાહિયે વોહ મૌજે-જિન્દગી '—એ જીવનલહર તેમણે ગઝલની રગરગમાં દોડતી કરી અને ઉર્દૂના શાયરેઆઝમ ગાલિબની યાદ આપે તેવા સૂક્ષ્મ સંવેદન ને તાત્ત્વિક વિચારને નરી સુંદરતાથી સજી આપ્યાં

વોહ ઉમીદી બખ્શીસ્તમેં દુનિયા દેખને દેં, ચહે વોહ હકીકતકી દુનિયા હો, યા મજાઝકી '—' ગઝલકારના મનબુદ્ધિ પર પ્રેમનો નાદ એવો છવાયેલો રહે છે કે તે એની જ નજરે જગતને નીરખે છે, પછી તે પાર્થિવ હોય કે અપાર્થિવ ' કવિવર ટાગોર કહે છે તેમ, કવિ છે અતિસત્યનો વ્યાપારી. તેની ગઝલીમાં આ કલ્પના ને સૌંદર્યની પ્રેમભીની નજરે નિહાળેનું સત્ત હતે તો એ બજાર છની જગે.

શ્રી. અમૃત ઘાયલની ગઝલમા આ પ્રેમતત્ત્વ વિવિધ રૂપે ઠેર ઠેર વેરાયેલું મળશે. તેમની વાણીનાં મૂળમાં જ શમણાની ભીજકતા જોતી ને ઊંડી વેદનાના શૂળ અનુભવી સાકાર થતી કાવ્યભાવના પડી છે.

**મીઠાં શમણાં, વસમાં શૂળ,**
**મારી ગઝલોનાં બે મૂળ.**

આ શેરમાં ગઝલના ઉગમનુ ગર્ભિત સત્ય પણ રહ્યુ છે. પ્રેમ અને ઝંખનાના પ્રતીક શમણા સાથે હમેશા દર્દ અને વેદનાના શૂળ સંકળાયેલાં છે. ડૉ. મુહુહુસેનખાનને ફરીથી કહેવા દો · 'દર્દેદિલ ખાસ જઝ્બા ગમ હૈ ... ગમકી ધીમી આંચમેં સિલગનેસે શખ્સિયતકે જૌહર નિખરતે હૈં ...' 'પ્રેમની ખાસ લાગણી છે દર્દવ્યથા...વ્યથાની ધીમી આંચમાં સળગવાથી વ્યક્તિત્વનુ ઓજસ ઝગકી ઊઠે છે.' શેલીએ નિતાંત કરુણ ગીતોને મધુરતમ ગણાવ્યા છે. ગઝલના દર્દીલા સૂરને એ બરાબર લાગુ પડે, પણ આ દર્દમા માદની મનોદશા વ્યક્ત થાય છે એમ કોઈ રખે માને. ડૉ. સાહેબે કહ્યું તેમ એમા 'શખ્સિયતકે જૌહર'— વ્યક્તિત્વનુ ઓજસ તરમે છે. આ વ્યક્તિત્વમા મોમદિલી સાથે ખુદ્દારી ને નિજ વેદનાના અનુભવે માનવતાની વિશાળ અનુકંપા કવિ ગાતો રહે છે ગાલિબે શુ સુંદર કહ્યુ છે !

**હુસ્નને ફરોગે શમ્એ સખુન દૂર હૈ 'અસદ',**
**પેહલે દિલે-ગુદાખ્તા પયદા કરે કોઈ.**

શાયરીની શમાની તેજઝલક દૂર છે ભાઈ, પહેલાં પીગળતું હૃદય તો પેદા કરો ! — શ્રી. અમૃત ઘાયલે આ હૃદયજ્યોતિને આમ અખંડ જલતી રાખી છે.

**દિવસોની રોશની છે, રાતોની ચાંદની છે,**
**શું યાદ કોઈના છે ! એક જ્યોત છે હૃદયમાં**

પણ એ જ્યોતને પ્રણયના ઝંઝાવાતોમાંથી પસાર થવું પડે છે. ને એ અણબૂઝી રહેતી હોવા છતાં હર મુકામ પર એનો રંગ પલટાતો જાય છે 'શમા હર રંગ મેં જલતી હૈ '— શ્રી અમૃત ઘાયલે આ જલનમા મિલન–વિરહની અનેક ભાવે ઉભી રંગીન બાની ચેતાવી છે. અહીં તો આપણે તેના ત્રણ મુખ્ય ભાવ ઉપાડીએ પહેલી આ પ્રાણ–પાથરતી ઝંખના.

**ઉરભાવ કોઈ ભાવે ચાહે છે જીવ દેવા,**
**થઈ ગઈ છે જિન્દગાની ઉઠતી બજાર આજે.**

મિલનની મીઠી નજરનુ આ મખમલી આલેખન.

**હસતી આંખલડીમાં નેહ,**
**એટલે તડકે તડકે મેહ**

વિદાય આપતી વેળા સ્તબ્ધતાથી કે અપશુકન થશે એ ભયે ભારી રાખવા પડયા હતા એ અણસાર્યાં આંસુ 'રુદિયો રુવે રે મારો ભીતર જલે ' ની જેમ વિરહમા હવે અંતરને કોરી ખાય છે.

**વિદાય વેળા કોઈની 'ઘાયલ', વિદાય જે ના દઈ શકયાં 'તાં,**
**હવે એ અશ્રુ રહી રહીને મને રડાવ્યા કરે છે મનમાં.**

પ્રણયરંગના અંતરાલે પડેલા ઘણા સુંદર શેર મારી સામે આંખો માંડે છે પણ લંબાણની બીક તેમની માફી માગી મારે નૂટકે આગળ

વધતું પડે છે પણ ગેની (દસ્તોતિ માન પ્રગય પૂરતી થોડી મર્યાદિત રહે છે? એક વાર એ પ્રગટતા માણસને આખી આલમની સૂઝે છે દરેક વસ્તુની પાછળ છૂપેના પેના **રસો વૈ સઃ** નો આપણા કવિને ઝાખી થઈ લાગે છે એટલે જ પોતાના અબૂઝ મનને એ ઢંઢોળી પૂછી શકે છે.

**તને પીતાં નથી આવડતે મૂર્ખ મન મારા,**
**પદાર્થ એવો કયો છે કે જે શરાબ નથી?**

આ પ્રેમ પદારથને પામી કવિ માનવજીવનના ઝેરને પચાવી શકયા છે અને કવિતામા અમૃત રૂપે ઠારી શક્યા છે આખા સંગ્રહમા ખૂબ ગમી જાય એવો તેમનો દરિયાદિલ માનવપ્રેમ છે કવિને માણસની ખધાઈ ને ખુન્નસનો સારો અનુભવ છે મહેરબાનીથી મારતા ને દોસ્ત બની દગો રમતા માનવ માટે 'વાહ રે મિત્ર!' જેવા મરમી ઉદ્ગાર સિવાય તેમની જબાને કોઈ કવેણ નથી, કહુવા નથી આવા મહેરબાન મિત્રોને પાનાં ફેરવતા તમે ઘણી જગાએ મળી શકશો એટલે તેમાથી કોઈને અહી તમારી સામે ખેચી લાવવાની હું મહેરબાની નથી કરતો.

જીવનની ભારોભાર કડવાશ ચાખવા છતા કવિનુ મન સસારથી ખાટુ નથી થઈ જતુ એ તો જેવી છે તેવી દુનિયાને ચાહે છે સ્વર્ગ ને સ્વર્ગ માટેના પુરવો તેમની ધારદાર બરછીથી બચ્યા નથી કવિને આ લોકની હાડમારી દબાવી શકે તેમ નથી — એમ દબાઈ જનાર એ બીજા' અને પરલોકની લાલચ લપટાવી શકે તેમ નથી —' કહે છે સ્વર્ગ જેને એ તરંગોની કરામત છે' એ આ ધરતીની પ્રીત સાથે જીવનમૂળ જોડી ઊભા છે અને મનુષ્યત્વની મગરૂરી અનુભવે છે. તેમની નજર તંદુરસ્ત અને તાકાતવાળી છે તેમની વૃત્તિ ભાગેડુ નથી અને તેથી જુલમ ને દંભના પડદા ચીરતો તેમણે બુલંદ અવાજ ઉઠાવ્યો છે. દેશ અને દુનિયાની દુર્દશા પર તેમણે આંસુ વહાવ્યા છે એવી વખતે આગ ગાવી છે આ બેચેનીથી ભાગી ન પડતા તેમણે ઊજવણાના મડકમદારીના ગાન ક્હ્યા છે.

આપનારૂં મનસાની પ્રેરણા આપના તેમની પંક્તિઓ થાતી નથી. અને ઘના કોઈ ગણજોખાનો બોજ માથે ઉપાડી લઈ ફરવાની તેમને ટેવ નથી જીવન અને મૃત્યુના બેઉ તરફ તેમને બાળક જેવુ કૌતુક છે જીવનના ખમીરને જોઈ ગાતું કે એ મૃત્યુની મોજ પણ માણી શકે છે. સર્જન-સંહારના આ બંને છેડાને બીજાનુ તેમનુ રમતિયાળ પણું એવુ કલબોલ મચાવતુ જાય કે ગંભીર ચિંતનને ક્યાં ભાર વગર એ વ્યક્ત કરી શકે છે અપાર અહીં તો જીવન-મૃત્યુને સમગ્રપણે સ્પર્શતા એકેએક શેર ઉતારી શકાય એવુ નસીબ ગઝલે ફૂટી ગયું છે એવા બેતાલ બને તા જીવનમા પણ વૈભવ ભરેલા, આનંદ ભોગવતા જામની આ ખુમારી કેવી લાગે છે!

ભાગ્ય ફૂટી ગયુ છે તો, શ્વાસ ઉપર જીવી જશુ,
શીશો તૂટી ગયો ભલે જામ હજુ ચિકાર છે.

*

'ઘાયલ', સાંભળી મને, ડોલી ઉઠે ન કાં સભા!
મારા ગઝલના જામમા, જિન્દગીનો ખુમાર છે.

જીવનનો છેલ્લો શ્વાસ બાકી છે ત્યા સુધી નાઈ ફિકર નથી 'તુ જિન્દા હૈ તો જિન્દગી કી જીત મેં યકીન કર!'—આ આત્મવિશ્વાસની સાથે અહીં તો ભરઉલ્લાસ ભર્યો છે આ જીવનનો આનંદ સાચો છે કારણ કે મૃત્યુ નામ પડતા એ ગભરાતો નથી કે નાનપીઝો થઈ ડાચિયા ભરતો દોડતો નથી એ પોતાના તોરમાં ચકચૂર છે હળવે હૈયે મૃત્યુને વધાવતી આ લાપરવાહી તો તમામ તો જૂઓ

જો કાલ આવતુ હો તો આજ આવે 'ઘાયલ',
એવા મરણની પરવા મારી બલા કરે છે

પણ મૃત્યુ દુશ્મન થઈને જ દર વખત આવતું નથી કે તેનો કાયમ મુકાબલો કરવો પડે શ્રી અમૃત ઘાયલે તેને ઘણા નામે લાડથી

બોલાવ્યું છે. તેમાં યે આ મોઘમ ઇશારામાં તો તેમણે ઊંડું રહસ્ય ઉઘાડી આપ્યું છે.

> મિલનનાં એમ પણ દેવાય છે પ્રેમીને આમંત્રણ,
> નથી અવસાન એ અવસાન પણ મોઘમ ઇશારો છે

અંતે જીવન અને મૃત્યુ—બંનેમાં પ્રકાશતી કવિની ચેતના ક્યાંથી બળ મેળવે છે એ નહીં જોઈએ તો તેમના વિચારસૌન્દર્યની ઝાંખી અધૂરી જણાશે. તેમની ખુમારી ક્યાંક બડાઈ ગણાશે પણ કે તેમણે તો આવા બદગુમાની સવાલનો જવાબ પણ તૈયાર રાખ્યો છે.

> મને પૂછી રહયા છો શું કરું છું શેખી શાની પર ?
> મહોબ્બત પર, મનોબળ પર, નજર પર, નવજવાની પર.

એક જગ્યાએ આ આપણાપણા પાછળની બહુ બારીક વાત તેમણે કહી દીધી છે. તેમનું 'શખ્સિયતને જૌહર'—વ્યકિતત્વનું તેજ ક્યાંથી પ્રગટે છે એ કીમિયો કવિ છાનો નથી રાખી શક્યા. ઝાકળબિન્દુની જેમ પેલા પરમ સવિતાનારાયણની અભિમુખતાથી એ ઝળકી ઊઠે છે ને પોતે પ્રગટીને એને જ ખોળે પાછું સમર્પણ સાધે છે. કવિના આ ભાવની ભક્તિનમ્રતામાં તેમની શક્તિનો ભંડાર ભર્યો છે

> મગદૂર ભલા શી ઝાકળની કે સૂર્ય ઝલકને પામી શકે ?
> છો આપ અભિમુખ મુજથી તો આંખોમાં ચેતન આવી છે.

**અન્દાઝે બયાન** એટલે રજૂઆતની ખૂબી વર્ણનછટા કવિ પાસે ઊંચામાં ઊંચું દર્શન હોય પણ તેને વાણીની ધરતી પર ઉતારવાની વશીકરણ વિદ્યા ન હોય તો એ હવાના બાચકા જેવું બની રહે અને હાથમાં ન આવે. બીજી બાજૂ ઉક્તિની અભિવ્યક્તિની છટા જોરદાર હોય તો મામૂલી ચીજ મોટપને પામી જાય. સાદી વાતમાં જાણે સંગીત નીતરે. આવી કવિવાણીની કરામત માટે સંસ્કૃતમાં એક રૂડી મજાક

કહી શકે પણ કહેવાની રીતભાતમાં છએ છએ જુદી વાત રહી છે. 'જિગર' કહે છે તેમ : 'દફિમી દાસ્તાન હૈ પ્યારે, અપની અપની ઝુબાન હૈ પ્યારે !' અને તેથી શબ્દકોષના એના એ જ શબ્દોમાંથી કવિ નિરનિરાળી ઢબે પોતાની નવી નવી ને તાજી તાજી દુનિયા વસાવી શકે છે

શ્રી. અમૃત ઘાયલના મકાનની બારીકી ને સફાઈ જરા જોઈએ. એક શેરની હકીકત. કવિ એકાંતમાં વિનાવેથી મળી રાતનો ભાન ન્જતા નથી ગાતા. પણ તેમની સાથે સહાનુભૂતિમાં સારી રાત આખો માંડી ટમટમી રહેના તારાઓને આભારભર્યા ભાવે કહે છે કે 'દાશ, સવાર પડવા આવ્યું છે. તમતમારે હવે ખુશીથી પોઢી જાઓ.' પણ એથી તો કવિએ અણપેઢી ગાળેલ પેની એકલ રાતનો પાછળથી ચિતાગણો પડછાયો પડે છે. કેવા થોડા શબ્દોમાં તેમણે આ કહી દીધું !

**ખુશીથી તારલાઓ, જાવ પોઢી !**
**નથી ચિંતા હવે મોંસૂઝણું છે**

મિલનની કોઈ હમીખુશીની વાતો પણ એ અજબ ઢગમાં કરે છે

**કહે છે કે, 'મુજથી વ્હાલી મને તારી જાત છે'**
**શું સાંભળી રહયો છું દિવસ છે કે રાત છે !**

શ્રી. અમૃત ઘાયલે મ્હેરનો ને રોજિંદી બોલીના શબ્દપ્રયોગોને કેવી ખૂબીથી કાવ્યમાં વાપરી બતાવ્યા છે એ ગણવા બેસું તો લાંબુ લિસ્ટ તૈયાર થઈ જાય. અરબી છંદમાં આસાનીથી બેસી જતા આખા વાક્યખંડોને તેમણે સાધા ર્યા વિના ગોઠવી આપ્યા છે વાતચીતની ગુનઝડી વરસાવવામાં એ કાબેલ છે. ગનિમ મ્હે છે તેમ 'ફિર દેખિયે અન્દાઝે ગુલઅફશાનિયે ગુફતાર–' 'પછી મારા ફૂલ-ઝરતા શબ્દોની છબ જોઈ લો !'— એમ વાણીની સુવાસિત ફુમારા તેમની પાસે છે સાથે સાથે જગના શબ્દોમાં 'તેરી આનશ-મસાની' 'ગ' રોશન હૈ

તોફાની તત્ત્વોને કહી દો દેખાવો કરવા રહેવા દે,
જો નાવ અમારી ડૂબી તો આખો દરિયો ડોળાઈ જશે.

*

આંધી છે સમાલો નૌકાને, ચિંતાઓ તજો સૌ દેહ તણી,
લાશો તો કિનારે મોજાને ઠેલે ઠેલે ઠેલાઈ જશે

અન્દાઝે બયાનની એક બીજી ખૂબી નર્મમર્મની છે. આ ભારે વાતાવરણમાથી નીકળી જગ એની ગોકળી હવા લઈએ. શ્રી અમૃત ઘાયલનો વિનદી સ્વભાવ આ હાસ્ય કટાક્ષમા તરવરે છે. ટાપશી મારે પણ, માઠું ન લાગે એની એમની રમૂજરમત છે એક જ શેર બસ છે.

ભલે મહકાર ના આપે, ભલા આ સ્નેહ શુ કમ છે?
કહે છે સ્નેહીઓ અભિમાનથી 'ઘાયલ' અમારો છે.

પહેલી લીટીથી ગુસ્સે થવુ કે બીજીથી હરખાવુ એ ખબર નથી પડતી. અન્ત, આ રજૂઆતનો હવે અંત આણીએ. અને એ પણ રજૂઆતના એક શેરથી, મજબૂરીમા આપણા કવિની મનની મનમા રહી ગઈ હશે પણ આ શેરમા તો એ આબાદ રજૂ થઈ છે

એમ મજબૂરી મહી મનની રહી ગઈ મનમાં,
એક ગઝલ જેમ મરી જાય રજૂઆત વગર.

મોસીકી એટલે કવિતામા આવતું સગીત કવિતાનુ આ સગીતતત્ત્વ સગીતની રાગરાગિણીઓથી જુદુ છે. શબ્દની ઉલટફેરથી ને રવરવ્યજનની સવાદી ગૂથણીથી કવિ એવુ લયમાધુર્ય તરતું કરે છે કે તેની પાએ અર્થનો બોજ હળવો ફૂલ બની આભરાના સીમાડા માપતો ઊડે છે મગીત વગરનો શેર તો ગાલિબના કહેવા મુજબ 'બીનાએ બેસરાઓ દિલે બેદવાએ ગ્રન'—'સુરાહિદીન સુરાહી ને ગુનઝંખના

જૂના સંગીતને વિરહના વચને જગાડતા પ્રેમી હૃદયના પ્રશ્નો છે. ' છે કે નહીં ' ! ' — એમાં જ તો આંખોના સવાલનું સંગીત છે. અને છેલ્લે જગતના અંધેરથી અકળાઈ ઊઠેલા દિલની, સાકીને—જીવનજલ પાનારને કરુણ-હલકે સંબોધતી દર્દભાની છે.

સંગીતને સહારે ભાવમા જે ભરતી આવે છે તે આ શેરમાં કોયલના ટહૂકાર સાથે સાંભળો.

**ટીહૂ ટીહૂ ટહૂકે કોયલ,**
**અંતર ઝૂરે એકલદોકલ.**

કોયલના ટહૂકાર માત્ર તેના તીવ્ર કોમળ કંઠની મજા જ નથી ચખાડતો. એને ટહૂકારે ' અંતર ઝૂરે એકલદોકલ'માં વિરહી હૃદયની અગનઝાળ પણ આપણને આપી જાય છે. એક બીજી વાનગી.

**મન મૂગુ મૂગુ રોવે છે તો આછું આછુ મલકે છે,**
**અંતરનું ક્રંદન કેમ તજુ ? એમાં ખરુ રંજન બાકી છે.**

અંતરના મૂક રુદનમા એક આછેરા આનંદની ઝગઝગાટી અહીં મોસીકીમાં રણઝણે છે. પણ આ શેરના લયમાં જીભને રવાનોમાં રમાડતા હશો ત્યાં ' ખરું રંજન ' વચ્ચે જરા ચડકો ખાઈ જશે. જીભના લોચા વાળતી પદાવલિ તો ગઝલમા ભારે દોષ ગણાય છે ને તેને દેશવટો દેવામાં આવ્યો છે. પણ અહીં સવાલ ઉચ્ચાર મુજબના આલેખનનો છે. લખાતી ભાષા ને બોલાતી વાણી વચ્ચે શુધ્ધ જોડણી ને ઉચ્ચારના વજનનો ભેદ રહેવાનો. યાદગરત દગા ન દેતી હોય તો મીર તકીનો આવો જ એક પ્રસંગ છે. દિલ્હીવાસીના ' દાખની રંગ ' એટલે બોલાતી વાણીની હિમાયત ને લખનઉવાસીના ' ખારજી રંગ ' એટલે સાહિત્યની ભાષાના આગ્રહનો ભેદ આ એક શેરમા તેમણે બતાવ્યા છે. શેર છેઃ-

ઈશ્ક હમારે ખ્યાલ પડા હૈ, ચૈન ગયા આરામ ગયા,
દિલકા જાના ઠહર ગયા હૈ, સુબ્હ ગયા યા શામ ગયા.

ખરી રીતે 'ઇશ્ક હમારે ખ્યાલ' જોઈએ પણ દિલ્હીની બોલીને આપણી જેમ 'ખ્યાલ' કરવો વધુ ગમે છે એટલે કવિએ 'ખ્યાલ' ને છોડી દીધો. આપણી ગુજરાતી ગઝલોનુ પઠન કરતાં પણ આવો ઉચ્ચારણનો ખ્યાલ રાખતાં એની લયલીલા વગર બોલતાં વહેતી લાગશે. કવિતામાં લોકબોલીના શબ્દોનો મંદિરપ્રવેશ આપણે અટકાવવાની જરૂર નથી ના શાસ્ત્ર આ માગે નહીં. પણ સહેજે આવતો એ સુંદર લાગશે એને ચાટીને ઘુસાડવાનો અખતરો તો અહીં બેહૂદો બનશે જ. અમૃત ઘાયલે ઠેઠ હાલારી બોલીની હલકથી ગઝલોને હળવે હાથે હીંચોળી છે. 'હસતા ચહેરા' માં તેમનો રોફ છે.

> કદાપી ન ઢંકાય છે સૂર્ય ઢાંક્યા,
> ન રહેશે કદી પણ એ અસ્તા ચહેરા.

સૌરાષ્ટ્રમાં પોતાના સ્વજન જ્યાં હોય ત્યાં જનારને 'તમે ક્યાંય અસ્તા ન રહો' એમ કહેવાય છે. કવિએ અહીં સૂર્ય સાથે રિઆયતની–સુસંગતતાની નજરે નહીં પણ અસ્તા–અજાણ્યાના રૂપમાં કહ્યું છે. પણ આ ઝડપના જમાનામાં વાચકો હમે કોઈ અસ્ત પામવાનું ટૂંકમાં 'અસ્તા' ન સમજે તો સારું! સોરઠી વાણીના 'મીઠા બોલાં માનવીની મીઠપનો—અંતરની ને બોલીની મીઠપનો આસ્વાદ તમને આ સંગ્રહમાં મળી આવશે

**મારિફત** એટલે આધ્યાત્મિકતા પણ તેથી ગઝલના ગજામાં ડૂબકી દઈ દયાનું કલ્યાણ કરી વૈરાગ્યનો ઉપદેશ અપાતો નથી. ઊલટું અહીં તો ગંગાજળને બદલે શરાબનું આચમન લેવાય છે. આપણા ડૉક્ટર સાહેબ તો એને જાન્હવી તીર્થ—જેવું જ પવિત્ર ને અકસીર ઔષધ ગણાવે છે:

'કમાલે શાયરી યે હય કે હકાઈકો મઆરિફ કો ગુનોગુનમુતકી ઝુબાન ઔર મઅ્ઓ સાગર કે રંગમે પેશ કિયા જાએ.'—કવિતાની પૂર્ણતા તો એ છે કે વાસ્તવિક અને આધ્યાત્મિક મર્મોને ગુલ અને બુલબુલની પરિભાષામા અને મદિરા તથા પ્યાલાના રંગમા રજૂ કરવામા આવે.' ગાલિબ આ રહસ્યવાણીના અંતરમા પડેલી દૃષ્ટિ કહી જાય છે

મકસદ હય નાઝો ગમ્ઝા, વલે ગુફ્તગૂમેં કામ—
ચલતા નહીં હે સાગરો મીના કહે બગેર

અમારો હેતુ તો એના નખરાં ને ઇશારાને વ્યક્ત કરવાનો છે પણ કથનમા પ્યાલા ને સુરાહી કહ્યા વગર ચલતુ નથી

વિશ્વની અનંત રમણાના અનંતના રંગ દોરતો કવિ જો એની પાછળ રહેલો અગમનો ઇશારો ન પામી શકે તો એની નજરની નબળાઈ ગણાય રૂપમા અરૂપનુ, સીમામા અસીમનુ, અને ક્ષણભંગુર ચંચળમા નિત્ય સનાતનનુ એ સંધાન કરે છે કવિગુરુ કહે છે તેમ વાણી અને અર્થની ગાઢ સંપૃક્તિ સાથે તેની પાછળ ઊભેલા જગત પિતરૌ–પાર્વતી અને પરમેશ્વરનુ દર્શન પણ હોવુ જોઈએ કવિતાની એમા પરિપૂર્ણતા ચરિતાર્થતા દરેક માનવમાત્ર પછી ભલે પોતપોતાની વિશિષ્ટ રીતે તેને રજૂ કરે શ્રી અમૃત ઘાયલની કવિતાના બાહ્ય અને આંતરિક સૌંદર્યને સાર્થક કરતુ સાતત્ય ને તેમની કાવ્યસૃષ્ટિનુ સંકલનસૂત્ર તો તેમના તસવ્વુફી રંગમા રહ્યુ છે. એ અજબ રસાયનની જેમ તેમના કલામમા આ રંગ આરપાર ઊતરી ગયો છે તેમની ઘણીખરી ગઝલોમા 'બેની દુનિયા ખળભળાવના' કોઈ ને કોઈ શેર મળી આવશે

અદીઠ હાથે ઝિન્દગીના જામમા રેડાતા સુધારસને આપણે રોજ ગટગટાવીએ છીએ પણ એને જોવાની ઝંખના કેટલામા જાગે છે? એનો જય ઉચ્ચારી પ્યાલી સાથે પ્યાલી ટકરાવીને આબેહયાત પીવાને કોણ તલસે છે?

નિરંતર પીઉં છું મદિરા, નિરંતર પાય છે કોઈ,
પરંતુ જામ સાથે જામ ટકરાવી નથી શકતો.

પણ એના આસવમાં હમેશાં સુખ હાલવવું નથી હોતું. ભેળ ભેગા કરી નાખે એવી આકરી કસોટીની 'ક્રૂર કૃપા' પણ ભરી હોય છે.

દમન માની દમનને ગા નહીં એના કું મન મારા!
દયા આવી રીતે પણ થાય છે એની અમારા પર.

રતનની ચડતી કે પડતી, પ્રકાશ કે અંધકારમાં એની જ ઊપડતી મિડાની આંખના પલકારા છે પૂર્ણિમામાં એનું ઉદાર રેલાતું પ્રત્યક્ષ હાસ્ય હોય છે તો અમાસમાં એની અંતરમાં નિમગ્ન આનંદસમાધિ હોય છે.

રંગ બદલે છે એની આંખલડી,
શું વળી બીજું સુદ અને વદ છે!

જે એના આ અમૃત-દર્શનને પામે છે તે મૃત્યુલોકમાં પણ અમર બની જાય છે.

અમે મર્ત્યો મહીં જીવીને 'ઘાયલ',
પરમપદ પ્રાપ્ત કીધું છે અમરમાં

પરંતુ તેની આ રહસ્યમય રમતનો આખરી અર્થ કોણ પામી શકે? અંદરથી આફરડી ઊગતી વણીમા કાંઈ તો તેનું શીખવેલું સમજાતી જાય છે

ન જાણે કોણ 'ઘાયલ', શીખવે છે!
ન સમજું હું એ સમજાવી રહ્યો છું.

આમ શાયરીનો ચોખંડો પ્રદેશ આપણે ખેડી આવ્યા. હુસ્ને-ખયાલ, અન્દાઝે બયાન, મોસીકી અને મારિફતને વિગતથી આપણે જોઈ ગયા. પણ એ સાવ અલગ અલગ તત્ત્વો નથી. એક બીજાં સાથે અતૂટ સંબંધે સંકળાયેલાં છે. એ ચારે તત્ત્વો જેમાં એકમેળ બની આવી વસ્યાં હોય તેને જ ઉત્તમ કૃતિની મહોર મારી શકાય. 'એક ભી પત્તી અગર કમ હો તો વોહ ગુલ હી નહીં'. શ્રી. અમૃત ઘાયલની ગઝલોના છૂટા છૂટા શેર લઈ આપણે તેમને તપાસ્યા. આખી કૃતિ તરીકે પણ તેમની ગઝલો ગુજરાતી કવિતાના ઉપવનમાં શણગાર બનીને રહેશે. ગુજરાતીમાં ગઝલને એક ગૌરવનો વિષય બનાવી દેવાની તેમની આરત અહીં ઘણે અંશે ફળી છે. પણ તેમની સામે હજુ જીવનનાં ગહન ઊંડાણો ને આભ આંબતાં શિખરો પડયાં છે. લાઓ-ત્સે કહે છે: 'અનંતની યાત્રા એક પગલાથી શરૂ થાય છે.'-એમ તેમના પહેલા સંગ્રહને હું તો તેમના વિકાસનું પહેલું પદચિહ્ન ગણવા લલચાઉં. અમૃતનો ધરવ હોતો નથી. શ્રી. અમૃત ઘાયલની કલમ પાસેથી આ રીતે રંગી કટોરી વધુ વધુ પીવાને મન માગ્યા જ કરે છે. આ પ્યાસ બુઝાવવા હું અંતરથી પ્રાર્થના કરું છું કે ભગવાન તેમની કલમને આથી યે વધારે તેજ ને તાકાતવાળી કરે.

અલ્લાહ કરે ઝોરે કલમ ઓર ઝિયાદા!

તા. ૧૨-૪-૫૪,
રામનવમી,
રાજકોટ.

-મકરન્દ દવે

નોંધ: ઉર્દૂ કાવ્યવિવેચનના અવતરણો માટે હું ભાઈશ્રી. ખલીફા 'તરન્નુમ' એમ. એ. નો ઋણી છું.

-મ૦

# ઉલ્લેખ

મારી ગઝલો—શબ્દ અને શમણાં—નો ઉગમ ક્યાં, કેવા સંજોગોમાં અને કેવી રીતે થયો તેનો આછેરો ખ્યાલ ભાઈ સરોદના પરિચયમાં અને ભાઈ મકરન્દ દવેની પ્રસ્તાવનામાં આવી જ જાય છે. તેથી એ વિશે વધુ શું કહું? આ પ્રવૃત્તિના વિકાસ પાછળ પડદામાં અને જાહેરમાં જે વ્યક્તિઓએ અને સંસ્થાઓએ ઘણો સહકાર આપ્યો છે તેઓનો આભાર-ઉલ્લેખ કરી વિરમીશ.

અમારી રંગીન મહેફિલના મીર સમા શ્રી. સિરીક જૂનાગઢી, સાહિત્ય-દાનાસ શ્રી. નૂર નાગીઝ, શ્રી. મદર ઉમ્માની અને શ્રી. કમારનાં સ્મરણને અહીં શબ્દોમાં સાકાર કરું તો અસ્થાને નહીં ગણાય.

'મહાગુજરાત ગઝલ-મંડળી' સુરત — આ સંસ્થાના સભ્ય થવા માટે મને ગૌરવ છે અને જેણે મને છાશવારે મુશાયરામાં આમંત્રી, ગુજરાત અને સોરાષ્ટ્રની લાખેણી જનતા સમક્ષ ગઝલ લલકારવાનું પુણ્ય બંધાવ્યું છે તેને આ તકે કેમ ભૂલું? ખરેખર તે સંસ્થાનો હું ઋણી છું. એ ઋણ ફેડ્યું ફેડાય તેમ નથી. તથા ગઝલ પ્રવૃત્તિને વેગ આપનાર મુંબઈનાં બે મંડળો, શ્રી. શયદા ગઝલ મંડળી અને ગુજરાત ગઝલ મંડળે પણ મને અવારનવાર યાદ કર્યો છે તો શ્રી. મહાગુજરાત સાહિત્ય કળા મંડળે મને અમદાવાદ બોલાવી બિરદાવ્યો છે. તે મંડળોનો આભાર માનવાની ફરજ જતી કરું તો કૃતઘ્ની જ ગણાઉં.

'છોકરા!' કહી ગઝલની દાદ આપનાર શ્રી શયદા, પડછંદ કપાળે ઝગઝગતી આંખોમાં હેત નિતારી સત્કાર આપનારા શ્રી. બેકાર, ક્ષેત્ર સંન્યાસી શ્રી અસર સાવેરી, મહેમાનનવાઝ શ્રી મીરતી, હજલકાર શ્રી. નિસાર, ગઝલખેડૂ શ્રી બદરી અને શ્રી આસિમ દૂર બેઠાં બેઠાં પણ માગ આ સંગ્રહની ચિંતા સેવતા શ્રી અદર આગેવાન, શ્રી શૂન્ય, શ્રી રતિલાલ અનિલ અને શ્રી કિસ્મત—આ મુરબ્બીઓ અને મિત્રોનું મમત્વ પણ શેં વિસરાય!

અહીં રાજ્યમાં આવતા વેંત મારી પીઠ થાબડનાર શ્રી. વિષ્ણુપ્રસાદ બક્ષી, મુરબ્બી ડૉ. યાજ્ઞિક, શ્રી. ત્રિભુવન ગૌ. વ્યાસ, શ્રી. ઉપેન્દ્ર પંડયા, આપણે અઠવાડિયામા એક વાર સાથે મળી 'ચાહ' માણવી જ જોઈએ એવો આગ્રહ કરતા શ્રી. બળદેવ મહેતા, અને આગ્રહને વશ થઈ મને ખેંચી જનારા શ્રી. અકબરઅલી 'અકર્મર', શ્રી. પ્રભુરામ જોશી, ઈંદિના યાદ શ્રી. સબળસિંહ જાડેજા, શ્રી. હસમુખલાલ કાજી અને પરિચય આપનાર શ્રી સરોદ—આ સ્નેહાળ વ્યક્તિઓની મીઠી હૂંફ ન મળી હોત તો મારો ઉત્સાહ ક્યારનોયે ઓસરી ગયો હોત.

'હંસ પ્રકાશન' વાળા શ્રી. જયતીભાઈએ મારો પીઠો પકડયો ન હોત તો આ સંગ્રહ આટલો વહેલો પ્રગટ ન જ થાત કહેવું જોઈએ કે મને તો પ્રકાશકના રૂપમા એક મમતાળુ મિત્ર મળ્યા છે.

કહેણ ભેળા ગોંડલથી રાજકોટ આવી અથાગ પરિશ્રમ લઈ મુશ્કિલપસંદ શ્રી. મકરન્દ દવેએ માત્ર પ્રસ્તાવના નથી પીરસી પરંતુ 'શળ અને શમણા' રૂપે, રંગે અને ગૌરવે સભર હોવાં જોઈએ એવી .રાત દી આરબ ચોરી રાખી છે એ દોસ્તની યાદ સંગ્રહ સાથે સંકળાયેલી છે તેમ 'ઘાયલ' ના હૈયા સાથે પણ સકળાયેલી રહેશે.

ઉપર કહ્યું તેમ મારી ગઝલો વિષે મારે કશું નથી કહેવું. તેનામાં દૈવત હશે તો લોકસમુદાયે ઝીલી છે તેમ સાહિત્યમા પણ જીવશે

હકીકત આપ મનવા લેતી હૈ, માની નહીં જાતી.'

૧૬, પ્રહ્લાદ પ્લોટ્સ,
રાજકોટ : ૧૨-૪-૫૪

—અમૃત ઘાયલ

# સાંકળી

# મારી ગઝલોનાં બે મૂળ

મીઠાં શમણાં વસમાં શૂળ,
મારી ગઝલોનાં બે મૂળ.

ઈડા પિંગલા સાથ સુષુમણા,
લઈને ફરું છું તેજ – ત્રિશૂળ.

આશા કહેતાં રાખની ઢગલી,
જીવન કહેતાં ચપટી ધૂળ.

પીડ મહીં પણ એમ હસું છું,
જાણે ગયો છે રોગ સમૂળ.

દોષ નથી સંજોગ તણો કંઈ,
થાવું'તું જિવતરને ધૂળ.

સ્વર્ગ મહીં સંસારના સૌગન,
મુજને નહીં આવે અનુકૂળ.

જાત – અનુભવથી સમજાયું,
પુણ્ય સ્વયં છે પાપનું મૂળ

ફાલી ફૂલી રહેશે 'ઘાયલ'!
ગઝલોનાં છે ઊંડાં મૂળ.

૨૮-૨-૫૩

# બેખુદી, બેખુદી, ખુમાર ખુમાર

બાજુમાં ગુલ અને નજરમાં બહાર!
હાથમાં જામ, આંખડીમાં ખુમાર!

આવી પહોંચી સવારી 'ઘાયલ'ની
બાઅદબ, બામુલહિજા, હુશિયાર!

* * *

હાથ લાગી છે માંડ માંડ બહાર,
સાકિયા! લાવ જામ, લાવ સિતાર.

ફૂલની સેજ માથે વ્યગ્ર તુષાર,
એટલે જિંદગીનો મૂર્ત ચિતાર.

શ્વાસના રૂપમાં છે તેજ કટાર,
મોતનો પણ છે જિંદગીમાં શુમાર.

એજનું એજ દર્દ સાંજ સવાર,
એકની એક ધૂન અવાર નવાર

સાકિયા! આજ લાવ પીવા દે!
પુષ્પ માંહે ભરી ભરીને તુષાર.

યાદમાં શ્વાસ એમ ચાલે છે,
જાણે વાગે છે દર દર સિતાર

હાય, નિદ્રાભર્યાં નયન એનાં,
બેખુદી, બેખુદી, ખુમાર ખુમાર.

એમની બુદ્ધિનું જ છે એ કામ,
અર્થ હર શબ્દના કરે છે હજાર.

જાનની ચિંતા, મોતની ચિંતા,
જિંદગી એટલે સળંગ વિચાર.

કોઈની મુક્તિમાં કોઈનું મોત,
કોઈના મોતમાં કોઈનો ઉગાર

સ્વર્ગનું નામ સાંભળ્યું તો છે!
છે જવાની તો કરશું ત્યાંયે વિહાર.

ગુર્જરી ગઝલો એટલે 'ઘાયલ'!
મૂક ગિરનારની અમૂક પુકાર.

૫-૫ ૪૮

# મારાં કવન માટે

નવી દૃષ્ટિ પ્રથમ પયદા કરી જૂનાં નયન માટે,
પછી મંતવ્ય બાંધે સાક્ષરો મારાં કવન માટે.

ઉઠાવી લઉં કલમ જો મસ્તીમાં આવી કવન માટે,
કંઈ ગુલરંગ બેરંગી ખિલાવી દઉં ચમન માટે.

અતિશય સંકુચિત છે વ્યોમ-મંડળ ઉડ્ડયન માટે,
મને પટ જોઈએ આકાશથી વિસ્તૃત અટન માટે

ક્ષમા અપરાધ! પણ જો પૂછતા હો એક મન માટે
તમે પોતે નથી કીધાં કદી યત્નો મિલન માટે

તમારા હોશ ક્યાં ઊડી ગયા મસ્તી નિહાળીને!
હજુ વાતાવરણ પયદા કરું છું ઉડ્ડયન માટે.

તમે ધાર્યું જ કરવાના પછી શો અર્થ કહેવાનો?
મને મજબૂર ના કરશો ભલા થઈને કથન માટે.

તમે મારા જીવન – નિર્વાહની ચિંતા નહીં કરતા,
મને વિશ્વાસ છે ટુકડો મળી રે'શે જીવન માટે.

અમારી સાહ્યબી! રે સાહ્યબીની વાત શી કરવી?
ગગન છે ઓઢવા માટે અને ધરતી શયન માટે.

જગતભરની હવાઓ ઝેર ફેલાવે છે આવીને,
અમારો બાગ જાણે ક્ષેત્ર છે ઝેરી પવન માટે.

દયા ભગવાનની છે પણ ભલા થઈ ભાનમાં રે'જો !
સમય તૈયાર થઈ જાએ નહીં પાછો દમન માટે.

વિચારો પામવા માનવ - સુલભ પણ દેવ - દુર્લભ છે,
હૃદય-મંથન સતત કરવું પડે છે એ રતન માટે.

જવાની એ નથી ઉડતી જવાની પણ બુઢાપો છે,
જમાનો જો ખસીને માર્ગ ના આપે ગમન માટે.

કરોડો નગ્ન કાયા છે કોઈને ઢાંકજો એથી,
મને એક ચીંથરું પણ ના ખપે મારા કફન માટે.

હતી રંગત પસંદ એની તબીયત એટલી 'ઘાયલ!'
શરણુ અશ્રુ તણું લેવું પડ્યું મારે કથન માટે.

૧૦-૧-૪૯

# રંગીન બાની લઈને આવ્યો છું

ભુલાતી પ્રેમમસ્તીની કહાની લઈને આવ્યો છું,
કલાપી, બાલની અંતિમ નિશાની લઈને આવ્યો છું.

કદી ગઝલો યં સાંભળવી ઘટે સાહિત્ય–સ્વામીઓ !
નહીં માનો હું યે રંગીન બાની લઈને આવ્યો છું.

તમોને ભેટ ધરવા ભરજવાની લઈને આવ્યો છું,
મજાના દી અને રાતો મજાની લઈને આવ્યો છું.

ગુલાબી પ્રકૃતિ મન સ્વાભિમાની લઈને આવ્યો છું,
જવાની જોઈએ એવી જવાની લઈને આવ્યો છું.

નજરમાં કૈફિયત અંતરવ્યથાની લઈને આવ્યો છું,
ખુમારી ગેરમામૂલી સુરાની લઈને આવ્યો છું.

બધાને એમ લાગે છે મરું છું જાણી જોઈને,
કલા એવી જ કંઈ હું જીવવાની લઈને આવ્યો છું.

કહો તો રોઈ દેખાડું, કહો તો ગાઈ દેખાડું,
નજરમાં બેઉ શક્તિઓ હું છાની લઈને આવ્યો છું.

નથી સંતાપ છો ખૂબી નથી એકે ય મારામાં,
મને સંતોષ છે હું ખાનદાની લઈને આવ્યો છું.

પરિચય કોઈથી પણ ખાસ ના સાધી શક્યો છું હું,
મુલાકાત આમ તો જો કે બધાની લઈને આવ્યો છું.

છળ અને શમણાં

સમંદરમાં રહું છું એક રીતે ખુદ સમંદર છું,
પ્રસંગોપાત સૂરત બુદ્‌બુદાની લઈને આવ્યો છું.

મને ડર છે કહીં બરબાદ ના જીવન કરી નાખે,
કે હું યે હાથમાં રેખા કલાની લઈને આવ્યો છું.

સિતારા સાંભળે છે શાન્ત ચિત્તે રાતભર 'ઘાયલ',
ઉદાસ આંખો મહીં એવી કહાની લઈને આવ્યો છું.

૧૭-૧૨-૪૯

## મારી દુનિયા

પ્રેમ અને અનુરાગની દુનિયા,
એટલે પુષ્પ – પરાગની દુનિયા.

રંગની દુનિયા, રાગની દુનિયા,
મારી દુનિયા, બાગની દુનિયા.

કેવી મન્તની આશ ફળી છે!
જાણે ફૂલ્યા ફાગની દુનિયા.

સ્નેહીજનો, સૌ આવો લૂંટો!
લાવ્યો છું સોહાગની દુનિયા.

કેમ જવાનીમાં ન છકું હું?
માંડ મળી છે છાગની દુનિયા.

મારા મદિરાજામના સોગન,
લઈને ભમું છું આગની દુનિયા.

મુજને મુબારક મારી સિદ્ધિ,
ના જોઈએ ત્યાગની દુનિયા.

હંસ અહીંથી ઊડી જાએ!
આ છે કપટી કાગની દુનિયા.

ત્યાં થઈને આવું છું 'ઘાયલ',
જોઈ હવે વૈરાગની દુનિયા!

૨૧-૨-૫૩

# ખિલાવી જાઉં છું

રંગમાં આવીને એવો રંગ લાવી જાઉં છું,
ગુલ કદી ખીલ્યાં ન હો એવાં ખિલાવી જાઉં છું.

મૌનમાં ક્યારેક વાતો કંઈ સુણાવી જાઉં છું,
વાતમાં ક્યારેક મર્મો કંઈ છુપાવી જાઉં છું.

ગૌણ છે મારી નજરમાં મિત્રના અવગુણ બધા,
પુષ્પની નજદીક હું કંટક હટાવી જાઉં છું-

ઊંઘ આવે છે તને તો હુંય પણ બેચેન છું,
જાઉં છું થોડી ઘણી વાતો સુણાવી જાઉં છું.

તુજ મિલનમાં પણ ખરે મુજને મજા મળતી નથી,
એ જુદી છે વાત કે મનને મનાવી જાઉં છું.

ચેન ક્યાં મસ્તી મહીં પણ મુજ અભાગી જીવને!
યાદમાં તારી મને હું યાદ આવી જાઉં છું.

હે જીવન-કડવાશ, મુજને તું નહીં મારી શકે!
ઝેર જેવા ઝેરને પણ હું પચાવી જાઉં છું.

કોણ કે' છે ભાન કંઈ રહેતું નથી પીધા પછી?
બા'ર પીને હું બરાબર ઘેર આવી જાઉં છું.

કાલ 'ઘાયલ', છેહ દેવાના મને તેઓ જરૂર,
આજ તો જો કે ઘણા મિત્રો બનાવી જાઉં છું.

૧૭-૬-૫૨

# રમકડું છું

હું એક મજાનું રમકડું છું,
મનમાં આવે ત્યાં રખડું છું. હું૦

મોટામાં મોટું પણ છું હું,
નાનામાં સાવ નાનકડું છું. હું૦

ક્યારેક દિઆવું કંટકને,
ક્યારેક કુસુમને કનડું છું. હું૦

ઊડું છું એક ગરૂડ પેઠે,
કબૂતર પેઠે પણ ફફડું છું. હું૦

ચમકું છું વીજળીઓ સંગે,
વાદળ સંગે પણ ગગડું છું. હું૦

દોડું છું તારલિયા પાછળ,
પડછાયાને પણ પકડું છું. હું૦

અભિમાન મને મંજૂર નથી,
ક્યારેક છતાંયે અકડું છું. હું૦

સારાસારી સૌથી રાખું,
કોઈ ઝગડે તો ઝગડું છું. હું૦

પથરે પણ ઘાવ કરી લઉં છું,
જો આમ જૂઓ તો પથરું છું. હું૦

ગાઉં છું મનમાં આવે તો,
મનમાં આવે તો વગડું છું. હું૦

બગડી બગડી જાઉં છું બની,
બનતાં બનતાં હું બગડું છું હું૦

હું પણ એ નથી સમજી શકતું,
શું મનમાં મનમાં બબડું છું ! હું૦

'ઘાયલ' આ સુણી કોણ કહે ?
હું એક દુખાયલ મનડું છું હું૦

## સાંભરણું છે

મારા ચમ મોનલવરણું છે,
હૈયું કસ્તુરી હરણું છે.

તમ શમણું મારું શરણું છે,
ભવરણમાં મીઠું ઝરણું છે.

કેમ ન લાગે વ્હાલું શમણું !
સ્નેહ – જીવનનું સાંભરણું છે.

આવો, બિરાજો આવો હૃદયમાં !
રૂપને લાયક પાથરણું છે.

જીવન કંઈ સળગી ના જાએ,
જોબન જ્વાલાનું ઝરણું છે.

લોક કહે છે જીવન જેને,
ચાર દિવસનું ચાંદરણું છે.

કુણતાનો છે એક સહારો,
છો દેખાવે મન તરણું છે.

સંસ્કારોમાં કાંઈ રહ્યું ના !
ઉપવીત છે ના ઉપરણું છે.

કેમ જવાની શોક ન પાળે !
'ઘાયલ' જેવાનું મરણું છે.

૨૫-૨-૫૩

# મહોબ્બત પર

નથી સમજાતું જીવે કોણ કોની મ્હેરબાની પર!
મહોબ્બત પર જવાની કે મહોબ્બત ખુદ જવાની પર!

મને પૂછી રહ્યા છો હું કરું છું શેખી શાની પર?
મહોબ્બત પર, મનોબળ પર, નજર પર, નવજવાની પર.

દરદ મીઠું, જલન મીઠી, તડપ મીઠી, વ્યથા મીઠી,
અરે કુરબાન દિલ લાખો પ્રણયની દિલસતાની પર.

હજારો વાર હું માર્યો ગયો છું મ્હેરબાનીથી,
ભરોસો કેમ રાખું કોઈની હું મ્હેરબાની પર!

શીખી જા હે મરણ, આવીને મારા મિત્ર પાસેથી,
પ્રહારો થાય છે કેવી અદાથી જિંદગાની પર!

ભલા આવી, ભલે આવી ભલા એમાં જગતને શું?
પડે છે તો પડે છે એ અમારી જિંદગાની પર.

જો ઊર્મિઓ જીવિત છે તો જગત પણ એક દી જોશે,
બુઢાપામાં જીવનને લાવશું પાછું જવાની પર.

ન તૂટી જાય આ ગરદન નમી આભારના ભારે!
હવે બસ કર ન કર તું મ્હેરબાની મ્હેરબાની પર.

મરે છે મ્હેરબાની પર તો 'ઘાયલ' છો મરે કોઇ!
જીવ્યો છું ને હજુ જીવીશ હું ના મ્હેરબાની પર.

૬-૧૦-૪૩

# મારી બહાર આજે

લાવ્યા છે કોણ જાણે કોને વિચાર આજે !
વાગે છે ઉરમાં ઝીણી ઝીણી સિતાર આજે.

દીધો નહીં એનો કે મારો વિચાર આજે,
આવ્યાં ભરી સભામાં આંસુ ધરાર આજે.

લાવ્યો છું એની આંખોમાંથી ખુમાર આજે,
આવો જીવન–મરણનો સમજાવું સાર આજે.

આવો, ગરીબની પણ જુઓ બહાર આજે,
દામન કરી રહ્યો છું હું તાર તાર આજે.

જેવી હૃદય – મતિ છે, એવી જીવન – ગતિ છે,
એક જ પરિસ્થિતિ છે, અંદર બહાર આજે.

ઉન્માદ કોઈ ભાવે ચાહે છે જીવ દેવા,
થઈ ગઈ છે જિન્દગાની ઉડતી ખબર આજે.

અંતરની રૂપરેખા આંખોમાં તરવરે છે,
તાદૃશ્ય છે નજરમાં જીવન–ચિનાર આજે.

સૌન્દર્ય છે, ચમન છે, સંગીત છે, સુરા છે,
લાખો બહારની છે મારી બહાર આજે.

હવે વિચાર મારા જીવન બની રહેશે,
જોને બની રહ્યું છે જીવન વિચાર આજે.

જીવન તરી રહ્યું છે મદિરાની , મોજ માંહે,
પ્યાલામાં જોઉં છું હું મારો ઉગાર આજે.

કેવી મજા દિયે છે મયપાન ચાંદનીમાં!
જાણે કરી રહ્યો છું નૌકાવિહાર આજે.

આ પંથ પણ જીવનનો 'ઘાયલ' બહુ વિકટ છે,
કરવા પડે છે ડગલે પગલે વિચાર આજે.

૨૫-૫-૪૭

# વિચારો શું કરું !

છે અલકલટના વિચારો શું કરું !
સર્પનો માથે છે ભારો શું કરું !

થાઉં મારો કે તમારો શું કરું !
ધર્મસંકટ છે પધારો, શું કરું !

આગ ફાટી છે હવે તો આહે પણ,
છે પુકારો પર પુકારો શું કરું !

ઝંપવા દે છે ન ઝંપે છે ઘડી,
ખાય છે ગમ જીવ મારો શું કરું !

દિન પ્રતિ દિન દર્દ વધતું જાય છે,
છે વધારામાં વધારો શું કરું !

જિન્દગી શું, મોત પણ દે છે ન સાથ,
લઉં હવે કોનો સહારો શું કરું !

જેમને શત્રુઓ પણ કીધા ન જાય,
મિત્ર છે એવા હજારો શું કરું !

ઓસરો ' ઘાયલ ', કરી જોયાં ઘણાં,
ના થયો સ્વભાવ સારો શું કરું !

૨૨ ૮-૪૩

# વાતો નિરાલી

ભર્યે જાવ પ્યાલી ઉપર આજ પ્યાલી,
ચહું છું હૃદય – ભાર કરવા હું ખાલી.

કદી છે રુદન તો કદી છે ખુશાલી,
અમારા જીવનની છે વાતો નિરાલી.

પરિણામ જેનું ફક્ત પાયમાલી!
બળી એવી દુનિયાની જાહોજલાલી.

સખી થઈ ગયા એક પળમાં સવાલી,
સમય પણ ગજબની ગયો ચાલ ચાલી!

જીવન મારે જાતે જીવી જાણવું છે,
મને કોઈ દોરે નહીં હાથ ઝાલી

કહું કેમ પીતો નથી હું કદાપી!
કરી પી લઉં છું ભરી અશ્રુ – પ્યાલી.

ચમનની કળીએ કળી સળગી ઊઠી,
અચાનક ન જાણે હવા કેવી ચાલી.

ખરેખર નથી કોઈ કોઈનું જગમાં,
ગઈ જિંદગી પણ દઈ હાથ તાલી.

જીવનભર ગુલામી કરી તો ય 'ઘાયલ',
રહ્યા છેવટે હાથ ખાલીના ખાલી,

૩૦-૧૧-૪૭

# હૃદય-ધબકાર બાકી છે

હૃદય તૂટી ગયું છે પણ હૃદય – ધબકાર બાકી છે,
ભલે થઈ વારતા પૂરી પરંતુ સાર બાકી છે.

તમે છેડી તો જૂઓ સ્હેજ મુજ ખંડિત હૃદય-વીણા,
તૂટેલા તાર માંહે પણ કંઈ ઝણકાર બાકી છે;

ગમે ત્યારે જીવનમાં નવજીવન લાવી શકું છું હું,
હજુ તો લોહીમાં મારા જીવન-ધબકાર બાકી છે.

મહત્તા છે જીવનને સંકટોથી પાર કરવામાં,
ભલે તોફાન બાકી છે, ભલે મઝધાર બાકી છે.

સીંચેલા રકતથી ઉદ્યાન ના વેરાન થાયે છે,
પડી કંઇ વીજ પણ મારો હજુ ગુલઝાર બાકી છે.

મને જો કળ વળી તો વિશ્વ જોશે ઉડ્ડયન મારું,
ફફડતી પાંખમાં મુજ શકિતનો ભંડાર બાકી છે.

જવાનીના પૂરા બે શ્વાસ પણ લીધા છે કયાં 'ઘાયલ',
હજુ કંઇ ત્યાગ બાકી છે, હજુ સ્વીકાર બાકી છે.

૧૦ ૭-૪૫

# તોફાન નાવિક હોય છે

શબ્દ લૌકિક હોય છે, અર્થો અલૌકિક હોય છે,
પ્રેમની ભાષા હમેશાં પારિભાષિક હોય છે.

અશ્રુઓ એની નજરમાં દિવ્ય મૌકિતક હોય છે,
પ્રેમીઓને મન દુ:ખો પણ પારિતોષિક હોય છે.

આત્મને તો આત્મ સમજાવી શકે છે મૌનમાં,
આંતરિક આદેશ લેખિત કે ન મૌખિક હોય છે.

આંખ મળતાં આંખથી અર્પણ કરી બેસે છે ઉર,
ચાહકો સૌન્દર્યનાં સંપૂર્ણ ભાવિક હોય છે.

કોણ જાણે કોણ પૂરી જાય છે આવી હમેશ,
પ્રેરણાના નિત નવા અંતરમાં સ્વસ્તિક હોય છે.

પ્રેમ – સાગરમાં ભલા શું પૂછવું આધારનું
નાવ મોજાંઓ અને તોફાન નાવિક હોય છે.

આમજનતા ભોગવે છે વ્યકિતગત કર્મોનું ફળ,
દંડ પણ કુદરતના 'ઘાયલ', સામુદાયિક હોય છે.

૨૬-૩-૪૮

# કોણ તાવી જાય છે!

યાદ આવી ઝગડા શંકાના પતાવી જાય છે,
કોઈ ચાહે છે હજુ મુજને જતાવી જાય છે.

કોણ જાણે કેમ મન મુંઝાય છે વારે ઘડી,
કોણ જાણે કોણ આવીને સતાવી જાય છે.

જોત જોતામાં એ જાણી જાય છે આંખોની વાત,
વાત વાતોમાં બધાનાં દિલને તાવી જાય છે.

હાય, એની મદભરી ઉઠતી જવાનીની છટા,
રાત જાણે કે સુરાલયમાં વિતાવી જાય છે.

સ્વપ્ન માંહે પણ ફરી આવે નહીં જેનો વિચાર,
રંગ એવા રૂપ આંખોને બતાવી જાય છે.

આજ આવો, આજ અશ્રુ પણ નથી આંખો મહીં,
જોઈએ કે આજ કોને કોણ તાવી જાય છે!

શ્વાસ તૂટી જાય છે ઉચ્છવાસના ઝટકા મહીં,
કામ પણ અવસાનનું જીવન પતાવી જાય છે.

માનવી ગભરાઈ ખેલી જાય છે નિજ જાન પર,
આગમાં તો આગમાં જીવન વિતાવી જાય છે.

છોડ 'ઘાયલ' છોડ, એનો તે વળી અફસોસ શો!
નવજવાની સૌને અંગૂઠો બતાવી જાય છે

૨-૪-૪૮

# સાથ સાથ વહન

જીવન – ગતિનું જવાની મહીં કહેવું શું !
કંઈ અદાથી લીએ છે અહીં વળાંક જીવન.

કોઈનો એક ઇશારો, કોઈની એક નજર,
તમામ દિલની તમન્ના, તમામ દિલની જલન.

નયન નયનમાં સવાલો, હૃદય હૃદયમાં વાત,
કદીક આમ મિલાપો, કદીક ખાસ મિલન.

કદીક એવા વિચારો દિવસ તમામ ખુશી,
કદીક એવી વ્યથાઓ દિવસ તમામ રુદન.

કદીક અશ્રુ અમસ્થાં, કદીક આંખમાં પ્રાણ,
કદી અરણ્ય નજરમાં, કદી નજરમાં ચમન.

કદીક શોકનાં અશ્રુ, કદીક હર્ષ તણાં,
કદીક પગમાં તિખારા, કદીક પગમાં રતન.

કદીક ગીત અધર પર, કદીક મૂક પુકાર,
કદીક વેણુ, કદી હોઠ પર સળગતાં વચન.

જમાનો ત્યાગનો, કયારેક માલિકીનો યુગ,
કદીક દાન, કદી દેહનાં હજાર જતન.

કદીક પ્રેમની વાતો, કદીક ભક્તિની,
કદી કલાપીની ગઝલો, કદી મીરાંનાં ભજન.

કદીક કર્ણ મધુર રાગણી તણો સંચાર,
કદીક કર્ણ મહીં કારમી ચીસોનું સ્ખલન.

કદી જીવનનો ધખારો, કદી વતનની ધૂન,
કદીક બેસ ખસે તો કદીક માથે કફન.

વિચારસરણી સમયથી કદીક સાવ જુદી,
કદીક ગંગા – યમુનાનું સાથ સાથ વહન.

કદી વરાળ સમો વાદળો મહીં ઉત્કર્ષ,
કદી તુષાર સમું બાગમાં જીવનનું પતન.

કદી ગુલાબની સ્થિતિ, કદી સુવાસ તણી,
કદી શરીર જીવન તો કદી વિચાર જીવન.

કદીક સ્વૈરવિહારી તરંગ સાથ સફર,
ન કોઈ નીચે ધરા કે ન કોઈ માથે ગગન.

૯-૫-૪૮

# વલોવાઈ જાશે

પ્રણયમાં જવાની નિચોવાઈ જાશે,
હવે હસતાં હસતાં ય રોવાઈ જાશે

ન રહેશે હવે હાથ હૈયું ન રહેશે,
એ મોતી નથી કે પરોવાઈ જાશે.

નયન સાથ રમવા ન એને જવા દો,
હૃદય સાવ બાળક છે ખોવાઈ જાશે.

મરણને કહો પગ ઉપાડે ઝડપથી;
નહીં તો હવે શ્વાસ ઠોવાઈ જાશે

સિધાવો, ન ચિંતા કરો આપ એની !
કોઈ કામમાં મન પરોવાઈ જાશે.

જીવન-ગ્રંથ જોવા પછી તક ન મળશે,
જવાનીમાં જોશો તો જોવાઈ જાશે.

કદી દાનની વાત ઉચ્ચારશો મા !
કર્યું કારવ્યું નહિ તો ધોવાઈ જાશે.

નિહાળ્યા કરો જે કંઈ થાય છે તે,
વિચારો નહીં, મન વલોવાઈ જાશે.

વગોવે ભલે મિત્રો 'ઘાયલ' વગોવે !
હતું નામ શું કે વગોવાઈ જાશે ?

૧૫-૨-૫૦

## રંગ પી, રોશની પી, લાલી પી

જો હવા ઠંડી ઠંડી ચાલી પી,
રંગમાં આવી રંગપ્યાલી પી.

રંગ પી, રોશની પી, લાલી પી,
એક શું કામ લાખ પ્યાલી પી!

છે નિરાલીમાં આ નિરાલી પી,
શોખ ખાતર નહીં તો ખાલી પી.

છે મનનમાં કંઇ જુદી જ મજા,
મનમાં મનમાં સદા મહાલી પી.

હોય ભીતિ પડી જવાની તો!
બેઉ હાથેથી જામ ઝાલી પી.

કાલ દીઠી છે કોણે દુનિયામાં!
આજની રાત છે દિવાલી પી.

રંજ પીધા પછી ભલા કેવો!
રંજ પણ થઈ જશે ખુશાલી પી.

પૂર્ણ એણે તને રચાવ્યો છે,
છો રટે આજ પાયમાલી પી.

એક સરખી છે મસ્તી બંનેમાં,
ના મળે જો ખરી, ખયાલી પી.

શત્રુઓને સખી બનીને પા!
સ્નેહીઓમાં બની સવાલી પી.

રંગમાં ભંગ કર નહીં 'ઘાયલ'!
આજ તો દઈને રંગતાલી પી.

૨૫-૯-૫૨

## ✓ દુનિયા ફરી ગઈ

આજે કમાલ એની નિગાહો કરી ગઈ,
આંખોમાં રસ હતો તે હૃદયમાં ભરી ગઈ.

બેસી ગયું હૃદય અને આશા મરી ગઈ,
દૃષ્ટિ ફરી શું એમની, દુનિયા ફરી ગઈ.

મસ્તીભરી નિગાહ ગજબની હતી નિગાહ !
પાણીને આગ આગને પાણી કરી ગઈ.

નિર્દય નિરાશા જિંદગીભર જીવતી રહી,
આશા બિચારી જન્મી ન જન્મી મરી ગઈ.

એ ભૂમિકા યે આવી ગઈ પ્રેમપંથમાં !
નજરો બળી ગઈ અને આંખો ઠરી ગઈ.

ચક્કરના હાથે ભાગ્યનું ચક્કર ફરી ગયું !
આવ્યો કિનારો પાસ તો નૌકા ફરી ગઈ.

કાબૂમાં છેવટે ન રહ્યો રથ હૃદય તણો,
ક્યારે ન જાણે હાથથી રશ્મિ સરી ગઈ.

એ દોસ્તી ભલા શું હતી, દુશ્મની હતી !
બે દોસ્ત જેવા દોસ્તને દુશ્મન કરી ગઈ.

'ઘાયલ' ન ઓળખી શકી મારી નજર મને,
કંઈ એવો પાયમાલ જવાની કરી ગઈ.

૨૪-૩-૪૮

# વેર વાળ્યું છે

કોઈની આંખના મોઘમ ઇશારે વેર વાળ્યું છે,
સહારો તેજનો લઈ અંધકારે વેર વાળ્યું છે.

વિરોધી વાળે એનાથી વધારે વેર વાળ્યું છે,
રહી પડખે ગજબનું પક્ષકારે વેર વાળ્યું છે.

ન પૂછો કે જીવનમાં કોણે કયારે વેર વાળ્યું છે ?
સમય જ્યારે મળ્યો છે સૌએ ત્યારે વેર વાળ્યું છે.

ખબર નહોતી અભિનય છે ફક્ત ગંભીર મૈત્રીનો,
રહીને ભારમાં મિત્રોએ ભારે વેર વાળ્યું છે.

દશા ખુદ રંગરેખાની કહે છે હું નથી કહેતો,
જીવનનું ચિત્ર દોરી ચિત્રકારે વેર વાળ્યું છે.

નથી અંધેર આઝાદીમાં પણ ઓછું ગુલામીથી,
કે વેરણ સાંજની પેઠે સવારે વેર વાળ્યું છે.

ભલા થઈને સુધારાની ફરીથી વાત ના કરશો,
સડે વાળ્યું નથી એવું સુધારે વેર વાળ્યું છે.

પ્રસિદ્ધિ પણ હવે મુજ કાજ એક બંધન બની ગઈ છે,
ન જાણે કે કયા ભવનું પ્રચારે વેર વાળ્યું છે.

રહી છે કયારે ચિંતામુક્ત 'ઘાયલ' જિન્દગી જગમાં,
હમેશાં કોઈ ને કોઈ વિચારે વેર વાળ્યું છે.

૧૨-૧૧-૫૨

# ગુલના ઉછંગમાં

એક વીજળી છુપી છે ભ્રૂકુટીના ભંગમાં,
પ્રજળી રહી છે આગ શી મુજ અંગ અંગમાં.

સંપૂર્ણ સર્વ હોય છે પોતાના રંગમાં,
કોને ખબર કે કોણ છે દીપક પતંગમાં?

હે નવજવાન! એવી રીતે લડજે જંગમાં.
જેથી જીવનનો રંગ રહી જાય રંગમાં.

જીવન મહીં જગત છે: જીવન છે જગત મહીં,
છૂપા અનેક રંગ છે પ્રત્યેક રંગમાં.

એમાં અસંખ્ય ચિત્ર સજીવન કરું છું હું,
ચેતન અજબ ભરેલ છે મારા તરંગમાં.

ત્યાં ત્યાં છે વાસ દર્દનો જ્યાં જ્યાં વસે છે દિલ,
કાંટા ભર્યા છે આદિથી ગુલના ઉછંગમાં.

છેડીને કોઈ જોઈ લે હસ્તીના વાદ્યને!
રાગો ભર્યા અનેક છે એ મોરચંગમાં.

'સોબતથી પાયમાલ થયા વિશ્વમાં અમે,
હું એના સંગમાં અને એ મારા સંગમાં.

'ઘાયલ' એ ઘાવ જિંદગી જતાં રૂઝાય ના!
ભૂલે ચૂકે ન બોલજે તું બોલ વ્યંગમાં.

૨૧-૧-૪૧

# નવા પંથ પર મને

મીઠી નજરથી જો નહીં તિરછી નજર મને,
બરબાદ કરવા ચાહે છે? બરબાદ કર મને.

છે રૂપ કે પ્રણય નથી પડતી ખબર મને,
બાંધી રહ્યું છે કોણ એ બંધન વગર મને.

આવે છે અંધકાર ભીતરમાં નજર મને,
તન શું મને મળ્યું છે! મળી છે કબર મને.

રાખે છે ધ્યાન એનું હવે દર્દ કોઈનું,
દિલની ફિકર નથી કે જિગરની ફિકર મને.

મસ્જિદથી દૂર છું કહીં મંદિરથી દૂર છું,
દોરી રહ્યો છે પ્રેમ નવા પંથ પર મને.

આથી વધારે હોય શકે શી દીવાનગી,
દિનની ખબર નથી કે દશાની ખબર મને.

એકાદ તૂટી આશ તો બંધાઈ સેંકડો,
મુક્તિ મળી ન કેદ થકી ઉમ્રભર મને.

મારી નજર હતી કે કોઈ રૂપની ઝલક!
એની નજર ન જોઈ શકી એક નજર મને.

'ઘાયલ' હું ખુદ બળીને પ્રજાળું છું અન્યને,
દિલ જ્યોતનું, દીપકનું મળ્યું છે જિગર મને.

૨૮-૭-૪૪

# આપણે છીએ ને રાત છે

છે એનું એ જ રૂપ એની એ જ વાત છે,
દુનિયાની જાન માથે હજુ લાખ ઘાત છે.

હર રંગ રૂપ માંહે છૂપી એની જાત છે,
શબ્દો જુદા જુદા છે એની એ જ વાત છે.

છે કેવી રીત ભાત! અજબ રીત ભાત છે,
એક એની વાત માંહે છૂપી લાખ વાત છે.

કહે છે કે, 'મુજથી વ્હાલી મને તારી જાત છે,'
શું સાંભળી રહ્યો છું દિવસ છે કે રાત છે!

ડૂબી ગયો સૂરજ અને દિવસ ઢળી ગયો,
ઊઠો શરાબી આપણે છીએ ને રાત છે

દિલમાં મજા ન આવી? હશે, આવો આંખમાં!
મુંઝાવ મા, મકાન એવા પાંચ સાત છે.

કાંટા ન હોય જેમાં ગુલાબ એ નથી ગુલાબ,
દિલથી નથી હયાત દરદથી હયાત છે

દુઃખની જકાત આહ ભરીને ભરી દીધી,
શું આહ પર ભરું હું શી એની જકાત છે?

હું કંઈ નથી તો કેમ નથી, છું તો કોણ છું?
આખર કઈ વિસાતમાં મારી વિસાત છે?

અશ્રુનું પૂછવું શું કોઈના વિયોગમાં
આંખોમાં આજકાલ દિવાળીની રાત છે.

આંખલડી એની પાય છે પી જાઉં છું શરાબ,
કરતો નથી વિચાર દિવસ છે કે રાત છે.

થઈ જાય છે શ્રોતાજનો તસવીર દર્દના,
'ઘાયલ' તમારા કાવ્યમાં એવી શી વાત છે?

૨૧-૬-૪૬

# વેણીની ગાંઠો છૂટે છે

અંતર ડૂબી જાયે છે આંખોનાં પાણી ખૂટે છે !
તો ય અભાગી જીવ કોઈના પ્રેમ થકી ના છૂટે છે.

તારામૈત્રક થાય છે ત્યારે એવી વાચા ફૂટે છે !
શબ્દો ખૂટી જાયે છે કિન્તુ ના વાતો ખૂટે છે.

ગીત ગળામાં ગૂંજે છે, વેણીની ગાંઠો છૂટે છે !
એની બલાથી કોઈની રગ રગ તૂટે તો તૂટે છે.

લાલી ઉષા ને સંધ્યા કેરી જોઈ અને શરમાઈ મરે,
કંઈ એવા એના ગાલોમાં લોહીના ટશિયા ફૂટે છે

રૂપ બહુરૂપી છે સહચર, રૂપ ધરે છે ફાવે તે,
સાગર રૂપે ઊમટે પણ છે, ઝરણાં રૂપે ફૂટે છે.

કેમ વિરહમાં વીતે છે, એ વાત નથી કંઈ કરવાની,
દિવસો તો વીતી જાયે છે, કેમે ના રાતો ખૂટે છે.

આંખોની સીમા પુરતો અશ્રુનો ઉલ્કાપાત નથી,
ઉરક્ષિતિજની આગળ પણ કંઈ આમ સિતારા તૂટે છે

કેમ કંઈ પાષાણ હ્રદયને કરતાં નથી અશ્રુઓ અસર,
કુદરત, તારા ઝરણાંઓ તો પથ્થરમાં પણ ફૂટે છે.

એટલી નૈતિક હિંમત કયાં કે શત્રુ બની બરબાદ કરે,
'ઘાયલ,' મોટે ભાગે માનવ મિત્ર બનીને લૂટે છે.

૧૫-૧૦-૫૦

# અશ્રુની ચાદરમાં

સુમિત પગલાં થયાં 'તાં આપનાં મારા પતિત ઘરમાં,
બતાવે છે પ્રણય પણ કેવાં કેવાં સ્વપ્ન નીંદરમાં?

ભળી જાએ મુકદ્દર એનું જો મારા મુકદ્દરમાં,
રહું હું પણ કોઈની યાદમાં, નજરોમાં, અંતરમાં.

રમે છે સૌની આંખોમાં, રહે છે સૌનાં અંતરમાં,
વસે છે એ ઘરોઘર પણ નથી જડતા કોઈ ઘરમાં.

તરે છે યાદ એની મારાં અશ્રુના કલેવરમાં,
કરે છે જલક્રિડા જલસુંદરી જાણે સરોવરમાં.

નિહાળી લઉં છું એને હું છુપાવી એને એનાથી,
કદી સૂરજનાં કિરણોમાં, કદી વાદળની ઝરમરમાં.

નજર કીધી ન કીધી ત્યાં નજર એ ફેરવી બેઠાં,
અહીં બગડી ગઈ દુનિયા બનીને મારી પળભરમાં

ગયાં પોતે અને લેતાં ગયાં રોનક બધી સાથે,
પડયુ છે એમ ઘર જાણે નથી રહેતું કોઈ ઘરમાં.

નમ્યું છે જ્યારથી એને નથી મસ્તક થતું નીચું,
મને ડર છે કદી મ્હેશર ઉઠાવું હું ન મ્હેશરમાં.

મરણની મ્હેરબાની કે જીવન-ઘટમાળથી છૂટયો,
બિચારો કયારનો ખાતો 'તો ચક્કર જીવ ચક્કરમાં.

વિતાવી ક્યાં જીવનઘડીઓ ગણાવું ? લો ગણાવી દઉં,
ગણો એક જીવના ગમમાં અને એક મોતના ડરમાં.

પતંગોનાં જીવન સળગાવતાં કંઈ શર્મ ના આવી,
શમા, શીદ મુખ છુપાવે છે હવે અશ્રુની ચાદરમાં ?

નિરાશ્રિત હોય છે તેને મળે છે કુદરતી આશ્રય,
સીંચે છે કોણ પાણી કે ઉગે છે વૃક્ષ પથ્થરમાં !

ભલે એને જગત મોજાં કહે કે બુદ્‌બુદા સમજે !
ઉછાળા ખાય છે પાણી સમંદરનું સમંદરમાં.

એ કોની યાદ દિલમાં આવી ને ચાલી ગઈ 'ઘાયલ' !
સિતારા આભના તૂટી પડયા ઝાકળની ઝરમરમાં.

૭-૬-૪૪

## તો કહેવાય નહીં

મન મરણુ પહેલાં મરી જાય તો કહેવાય નહીં,
વેદના કામ કરી જાય તો કહેવાય નહીં.

બુદ્ધિ સંકટથી ડરી જાય તો કહેવાય નહીં,
પ્રેમપંથેથી તરી જાય તો કહેવાય નહીં

આંખથી અશ્રુ ખરી જાય તો કહેવાય નહીં,
ધૈર્ય પર પાણી ફરી જાય તો કહેવાય નહીં.

એની આંખોને ફરી આજ સુઝી છે મસ્તી,
દિલ ફરી મુજથી ફરી જાય તો કહેવાય નહીં.

આંખડી ભોળી, વદન ભોળું, અદાઓ ભોળી,
પ્રાણુ એ રૂપ હરી જાય તો કહેવાય નહીં.

ચાંદની રાત, ભર્યાં જામ, સૂરીલાં ગીતો,
આજ મારો દી ફરી જાય તો કહેવાય નહીં.

કંઈ મજા મીઠી તડપવામાં મળે છે એને,
દિલ વ્યથા વેરે વરી જાય તો કહેવાય નહીં.

આશ મેળાપની દેખાય છે હરરોજ નિરાશ,
ગાંઠ વાળેલ સરી જાય તો કહેવાય નહીં.

મોતનો વારે ઘડી વાય છે વાયુ વેરી,
જ્યોત જીવનની ઠરી જાય તો કહેવાય નહીં.

આંખનો દોષ ગણો છે બધા દિલને બદલે,
ચોર નિર્દોષ ઠરી જાય તો કહેવાય નહીં.

શોકનો માર્યો તો મરશે ન તમારો 'ઘાયલ',
હર્ષનો માર્યો મરી જાય તો કહેવાય નહીં.

૧૦-૬-૪૩

# સવારી નીકળી

પ્રેમ માંહે રૂપ જો જાએ ભળી,
દ્વૈતના ઝગડા બધા જાએ ટળી.
એમ ઊઠી વાદળીથી વીજળી,
રૂપની જાણે સવારી નીકળી.
રાતથી કાળી, દિવસથી ઊજળી,
છે જુદાઈની ઘડીઓ વેગળી.
લાગણીની ઠેસ પણ ઓછી નથી,
આંખમાં આવી પડ્યું દિલ ઊછળી.
ઉર-પિપાસા ઉમ્રભર બૂઝી નહીં!
લાખ પીધી હાય, ટાઢક ના વળી.
જિંદગી આસાન મુશ્કેલ થઈ રહી,
વાતમાંથી વાત ભારે નીકળી.
પાનખર પણ એ જ છે, એ છે વસંત,
આમ જૂઓ તો હૃદય છે ગુલકળી.
બેઅસરના ભાગ્યમાં કેવી અસર?
આહ જેવી ગઈ હતી એવી વળી.
મારી માટી મૂર્ખ એ ક્યારે હતી!
કાળ, મહેનત તારી માટીમાં મળી.
બંધ કર 'ઘાયલ' પ્રલાપો બંધ કર,
ભેદની દુનિયા રહી છે ખળભળી.

૭-૧૧-૪૪

## અમૃત અમૃત, સૌમલ સૌમલ

ટીહૂ ટીહૂ ટહુકે કોયલ,
અંતર ઝૂરે એકલદોકલ.

કોઈ નચાવે નયનો પલપલ,
દિલની દુનિયા ઊથલપાથલ.

મારી દુનિયા, ન્યારી દુનિયા,
વસ્તી વસ્તી, જંગલ જંગલ.

મારું મદિરાપાત્ર અનોખું,
પલમાં ખાલી, પલમાં છલોછલ.

એનાં લોચનનું શું કહેવું!
અમૃત અમૃત, સોમલ સોમલ

યૌવન યૌવન સર્વે ઝંખે,
પાગલ પાછળ દુનિયા પાગલ

દુનિયાની વાતો દોરંગી
હોઠે અમૃત, હૈયે હલાહલ

જીવન મૃત્યુ, મૃત્યુ જીવન!
બંને એક જ કેવું કુતૂહલ!

અંતર ઝખ્મી, આશા ઝખ્મી,
'ઘાયલ' આખી દુનિયા ઘાયલ.

૨૭-૪-૮૮

# તડકે તડકે મેહ

જ્યાં સુધી આ રહેશે દેહ,
ત્યાં સુધી ખમવાના રેહ.

હસતી આંખલડીમાં નેહ,
એટલે તડકે તડકે મેહ.

આદર વિણ શું જાવું ગેહ ?
છો વરસે મોતીના મેહ.

અશ્રુ ઊનાં કેમ ન લાગે ?
હૈયામાં સળગે છે ચેહ.

*છેતરપીંડી એ પણ કેવી !*
હાથ દે છે હૈયાને છેહ.

દૃષ્ટિ શંકિત, મન સંકુચિત,
છીછરા સ્નેહી, છીછરો સ્નેહ.

માનું છું હું ખેલદિલીમાં,
જોતો નથી હું હાર – ફતેહ.

એમ દટાઈ જાય એ બીજા,
કાળ છો આપે મોતની શેહ.

એમ નહીં પળમાં પડે 'ઘાયલ',
પડતાં પડતાં પડશે દેહ.

૬-૪-૫૩

# એટલી માદક નથી હોતી

કદી લજ્જતવિહોણી આંખડી મોહક નથી હોતી
નજર તો હોય છે કિન્તુ હૃદયવેધક નથી હોતી

પરસ્પર ભાવના જ્યાં એકગની વ્યાપક નથી હોતી,
નથી હોતી કદી ત્યાં જિંદગી બેશક નથી હોતી

મને આદત પડી ગઈ છે હવે લોહીઉકાળાની,
યદિ પીનો નથી હું આગ તો ઠંડક નથી હોતી

અમારી જિંદગાનીની અદાઓ પણ અનોખી છે!
ઘડી લાયક, ઘડીમાં જીવવા લાયક નથી હોતી

જવાનીની કસમ, ઉઠતી જવાની પણ મદિરા છે,
મદિરા પણ ખરેખર એટલી માદક નથી હોતી

જમાનાની નજરમાં કોણ જાણે કેમ ખટકે છે!
અમારી જિંદગાની આમ તો કંટક નથી હોતી

ભલા ઉપકારની આશા? અને તે પણ તમારાથી!
તમારામાં કદાપી વૃત્તિ ઉપકારક નથી હોતી

મને એ લોકથી છે વિશ્વશાન્તિની અભિલાષા,
કદી જેની નજરમાં શાન્તિ આવશ્યક નથી હોતી

રગે રગમાં ખુશીની લહેર દોડી જાય છે 'ઘાયલ',
કયા સૌન્દર્યની ઝાંખી જીવનપ્રેરક નથી હોતી!

માર્ચ, ૪૮

# એક જ્યોત છે હૃદયમાં

શું બેઘડી ગળી 'તી એ કોઈના પ્રણયમાં,
આવાગમન સમેટી બેઠો છું એ ઉભયમાં.

સમજું તો કેમ ના હું સમજું ભલા વિનયમાં?
મેં જિંદગી વિતાવી છે કોઈના પ્રણયમાં.

આવેશ છે નયનમાં, ઔદાર્ય છે હૃદયમાં,
આ રૂપને ઘટાવું નિર્દયમાં કે સદયમાં?

મુજ તેજશૂન્ય આંખો શાને હસી રહી છે?
કોનું શમી રહ્યું છે સૌન્દર્ય મુજ પ્રણયમાં!

કોને ખબર હતી કે જંજાળ જિન્દગી છે!
સમજ્યો તો જિન્દગીને હું ખેલ બાલવયમાં.

દિવસોની રોશની છે, રાતોની ચાંદની છે,
શું યાદ કોઈની છે! એક જ્યોત છે હૃદયમાં.

ભગ્નાશ છું છતાં પણ તજતો નથી હું આશા,
સંપૂર્ણ અસ્ત માંહે રાચું છું હું ઉદયમાં.

છે એટલી ફિકર કે જાણે નથી ફિકર કંઈ,
નિર્ભય બની ગયો છું આવી અનેક ભયમાં.

'ઘાયલ', ફિકર વગરનું જીવન કોઇ જીવન છે!
ચિંતા નથી તો રાખો જ્વાલા કોઈ હૃદયમાં.

૧૦–૯–૪૪

# સજલ નયનમાં

કહું હું શું કે મને મળ્યું શું, હસી ખુશીમાં અમન ચમનમાં,
મળ્યું છે જે કંઈ જોઈ શકો તો જોઈ લો મારા સજલ નયનમાં.

મજા ખરી એ મિલન તણી છે, કંઈક એવું બને મિલનમાં,
સવાલ ઊઠે હૃદય હૃદયમાં, જવાબ આવે નયન નયનમાં.

મરણ પછી શું થશે ન જાણે, મરણ પછી શું મજા મિલનમાં?
સવાલ આ છે અરે! જીવનનો જવાબ દેવો ઘટે જીવનમાં.

નિરાશ અંતર રહી રહીને રડયા કરે છે, ઝુર્યા કરે છે,
નિરાશા જેને વરી હો તેને નિરાંત હોતી નથી જીવનમાં.

શરીર – મુક્તિ મળી પરંતુ વિચાર – મુક્તિ મને મળી ના,
નથી હું કરતો વિચાર તો પણ રહ્યા કરે છે વિચાર મનમાં.

ન વાત પૂછો કે ઉન્નતિમાં થઈ છે કેવી દશા કફોડી!
દશા કફોડી અમારી આવી, થઈ હતી ના કદી પતનમાં.

નસીબ કયાં છે કોઈને પણ આ અમારા ઠંડા જીવનના શ્વાસો,
અમે અભાગી છતાં અકાળે મર્યા મુંઝાઈ શીતળ પવનમાં.

સમુદ્રમંથન કરી જનારા, જવાબ દે આ સવાલ કેરો!
ગયું હતું પી કોઈ તો કયાંથી, હળાહળ આવી ભળ્યું જીવનમાં?

વિદાય વેળા કોઈની 'ઘાયલ', વિદાય જે ના દઈ શકયાં 'તાં,
હવે એ અશ્રુ રહી રહીને મને રડાવ્યા કરે છે મનમાં

૫-૫-૫૧

# કશી વાત વગર

દુઃખ વગર, દર્દ વગર, દુઃખની કશી વાત વગર,
મન વલોવાય છે ક્યારેક વલોપાત વગર.

આંખથી આંખ લડી બેઠી કશી વાત વગર,
કંઈ શરૂ આમ થઈ વાત શરૂઆત વગર.

કોલ પાળે છે ઘણીવાર કબૂલાત વગર,
એ મળી જાય છે રસ્તામાં મુલાકાત વગર

આ મજા કોણ ચખાડત મને આઘાત વગર ?
તારલાઓ હું નિહાળું છું સદા રાત વગર.

સાકિયા ! પીધા વગર તો નહીં ચાલે મુજને !
તું કહે તો હું ચલાવી લઉં દિનરાત વગર.

કોઈ ને કોઈ અચાનક ગયું જીવનમાં મરી,
એક દિવસ ન ગયો હાય, અકસ્માત વગર.

એમ મજબૂરી મહીં મનની રહી ગઈ મનમાં,
એક ગઝલ જેમ મરી જાય રજૂઆત વગર.

કામમાં હોય તો દરવાન, કહે ઊભો છું !
આ મુલાકાતી નહીં જાય મુલાકાત વગર.

અશ્રુ કેરો હું બહિષ્કાર કરી દઉં કિન્તુ,
ચાલતું દિલને નથી દર્દની સોગાત વગર.

લાક્ષણિક અર્થ જેનો થાય છે જીવનનું ખમીર,
કોઈ ચમકી નથી શકતું એ ઝવેરાત વગર.

આ કલા કોઈ શીખે મિત્રો કનેથી 'ઘાયલ',
વેર લેવાય છે શી રીતે વસુલાત વગર.

૧-૮-૫૨

# રોઈ રોઈ

હાથ ઉભયથી બેઠા ધોઈ,
દિલ ખોયું, દુનિયા પણ ખોઈ.

દિલ તો દિલ એ દિલની પાછળ,
આંખો પણ ગઈ રોઈ રોઈ.

હૈયા પરથી હાથ લઈ લો,
આઘા બેસો, જોશે કોઈ.

આ હિંસા તમને ના શોભે,
તરછોડો મા જાણી જોઈ

એમ દબાવી દુઃખ બેઠો છું,
જાણે પામ્યો છું કંઈ ખોઈ

કેવી કરી છે મિત્રોએ પણ,
શત્રુ રડે છે હાલત જોઈ.

પામ્યો છું આ ગઝલો 'ઘાયલ',
જીવનભરની નિદ્રા ખોઈ.

૧૮-૭-૪૯

## હૃદય પર ભાર લાગે છે

દિલાસાથી હવે દુઃખ દિલને પારાવાર લાગે છે,
હૃદય પર હાથ રાખો ના, હૃદય પર ભાર લાગે છે.

સકળ સંસાર ભૂતાવળ તણો ઓથાર લાગે છે,
ભરી દરબાર બેઠો છું છતાં બેકાર લાગે છે.

મને મારા રુદન કેરો જ આવિષ્કાર લાગે છે,
દીપક જો ગાય છે કોઈ મને મલ્હાર લાગે છે.

કહું શું કૈફિયત એની! અજબ છે કૈફિયત દિલની,
કદી વેરાન લાગે છે, કદી ગુલઝાર લાગે છે.

ભયંકરમાં ભયંકર રોગ લાગે પ્રેમ છો સૌને,
મને અકસીરમાં અકસીર એ ઉપચાર લાગે છે.

ઉરે બેસી ગયો છે ધ્રાસકો તોફાનમાં એવો,
કિનારા પર ઊભો છું તો ય પણ મઝધાર લાગે છે.

મને સંસાર સારો શૂન્ય લાસે છે તમારા સમ,
નવાઈ છે તમોને શૂન્યમાં સંસાર લાગે છે.

તમારે કાર્ય કંઈ કરવું નથી, કરવા નથી દેવું,
દખલગીરી તમારી મિત્રો, અત્યાચાર લાગે છે.

નવાઈ છે દુઃખીમાં પણ દુઃખી છું તો ય પણ 'ઘાયલ'!
મને મળનારને મારો સુખી સંસાર લાગે છે.

૧૦-૧-૪૯

# ગિરનાર પર ધુમાડા

ક્યાં એમના ઉછળતા યૌવનના ધમપછાડા,
ને હાય, એમના ક્યાં અવસાનના દહાડા!

આપવું ન પૂરું પામ્યો 'ઘાયલ' ગઝલ–ઉપાસક,
ઢાંકેલ મુખ હતું પણ પગ તો હતા ઉઘાડા.

*　　*　　*

આવે છે જિંદગીમાં એવા ય પણ દહાડા,
મારે છે પગમાં માનવ હાથે કરી કુહાડા

ચક્ષુઓ પાણી પાણી ને ગાલ ખાડા ખાડા,
આવી ગયા અમારા પણ મોતના દહાડા

કોને ખબર હતી કે મિત્રો જ પડશે આડા,
જોવા રહી ગયા 'તા ને આ ય પણ દહાડા!

કેવી એ પ્રેમવાતો, કેવી એ રીતભાતો,
કેવી એ ભીની રાતો! વીતી ગયા દહાડા.

અટકી ઉઠી કળીઓ, ફેલી ગયો પરિમલ,
છુપવા ગયા પરંતુ એ થઈ ગયા ઉઘાડા.

નિશ્વાસ ને નિસાસા હું હાથ કેમ રાખું?
રાખ્યા ભલા રહે છે કંઈ હાથમાં ધુમાડા!

તેઓ જ હાય, મારું મસ્તક ગયા ઉતારી,
આશા હતી જેઓથી કે દેશે હાથ આડા.

એક ધ્યેયપંથ માંહે દુઃખ લાખ વાતનું છે,
છે જેટલા વિસામા, છે એટલા જ ખાડા.

ફૂંકી દીધું જીવનને આહોથી 'ઘાયલે' આજ,
જૂઓ ઉડી રહ્યા છે ગિરનાર પર ધુમાડા.

૧૦-૫-૬૮

# હવે મોંસૂઝણું છે

નથી કંઈ યાદ કોનું માગણું છે,
ખબર છે એટલી દેણું ઘણું છે.

હતું તેનાથી આજે સો ગણું છે,
રડીએ ક્યાં સુધી કે દુઃખ ઘણું છે.

સકળ વાતાવરણ સોહામણું છે,
ન જાણે કેમ સૂનું આંગણું છે.

ફરો ક્યારેક તો પાવન પધારી,
અમારું આંગણું પણ આંગણું છે.

'તમારી હાજરીની છે જરૂરત,
બિરાજો આવીને તો યે ઘણું છે.'

'કંઈ કહેવાય ના આમ જિન્દગીનું,
કહે છે પ્રેમ સાટું શિર તણું છે.

ગઈ દીવાનગી, કાં સાવ ભૂલી!
નથી ખંડેર આ ઘર આપણું છે.

ખુશીથી તારલાઓ, જાવ પોઢી!
નથી ચિંતા હવે મોંસૂઝણું છે.

નથી એના સમું એકે ય 'ઘાયલ'!
કફન એ સાચું માથાબાંધણું છે.

૩૧-૧૨-૫૩

# એ તો થયા કરે છે

હિંમત ન કોઈ જગમાં સાથી થવા કરે છે,
છે એક જીવ એ પણ છોડી જવા કરે છે

ખુદ દર્દ આજ ઊઠી દિલની દવા કરે છે,
જે કામ વૈદનું છે તે વેદના કરે છે.

કોઇને શું કે તારા બીમારની ખબર લે?
હાં, કાળ છે બિચારો કે આવ જા કરે છે.

ક્યાં બળતરા ટળે છે કંઈ બળતરા કર્યાથી?
જે હોય છે થવાનું એ તો થયા કરે છે.

એને જ નાખુદા હું મારો ખરો ગણું છું,
જે મોજ યત્ન મુજને ડુબાવવા કરે છે.

દિલ મારું ઘર છે એનું આવે ભલે ખુશીથી,
કોણ આવવા અહીંયાં ગમને મના કરે છે?

કિસ્મતની વાત છે કે મળતી નથી અમોને,
આપે છે દર્દ એ તો પયદા દવા કરે છે

જીવે છે કંટકોમાં આનંદથી ગુલાબો,
માઠી દશા મહીં પણ પ્રેમી મજા કરે છે.

જો કાલ આવતું હો તો આજ આવે 'ઘાયલ',
એવા મરણની પરવા મારી બલા કરે છે.

૧૫-૫-૪૩

# પહોર દોઢ પહોર

વિરહ, ઠંડી હવા, ઘટા ઘનઘોર,
આજ શું પૂછવું દરદનું જોર!

એની કોર, આની કોર, કેની કોર?
ક્યાં છે તું? તું જ હાથ ઝાલી દોર!

દિલ મહીં છે તો ક્યાં જશે ચિત્તચોર?
આજ જડશે નહીં તો જડશે પોર.

આંખ ભોળી, વળી ભવાં શિરજોર,
દિલ દયાળુ, વિચાર બળવાખોર

ગેઢ કો’ દી નહીં જુદા થાએ,
દિલ છે સિક્કો અને દરદ છે મહોર

ભાનમાં છું ને તેમ છું બેભાન,
આ કઈ જાતનો ભલા છે તોર?

ઓ સમય, અંત મુજ સહેલ નથી!
જેટલું હોય એટલું કર જોર!

મિત્ર પણ શું મળ્યા છે સાથાના?
દિલ દગાબાઝ, આંખ ઈર્ષાખોર

આશની રાખી જિંદગી ન રહી,
હાથથી ગઈ પતંગ તોડી દોર

તોડવા દિલ ન હોય કાળા કેર,
એને માટે તો બસ છે એક ટકોર.

થઈ ને પરપોટો એક ફૂટી ગયો,
જિંદગી શું અને શું એનું જોર ?

છે જીવન સ્વપ્ન, એનું જીવન શું ?
બહુમાં બહુ તો પહોર દોઢ પહોર.

એ જવાને જ સર્વે આવે છે,
શું જવાની, શું જિંદગી, શું જોર !

વીજળી તો પડી ચડી પાછી,
પણ ન સંધાઈ તૂટી જીવનદોર.

ઊગરે ક્યાંથી ડૂબતી નૌકા ?
હૈયું તો હૈયું હાથ પણ કમજોર

ચાલ હે મોત, ચાલ જલદી ચાલ,
જીવ ચાલ્યો ન જાય તારી મોર.

માંડ 'ઘાયલને' ઊંઘ આવી છે,
આહ નિશ્વાસ છોડો શોરબકોર !

૨૫-૮-૪૩

# રંગ હજાર જોઉં છું

એક નહીં જિગર મહીં દાગ હજાર જોઉં છું
જોયો નથી જતો છતાં મિત્રોનો પ્યાર જોઉં છું

પ્રેમથી રૂપ રંગના સર્વ પ્રકાર જોઉં છું
ફૂલ તો ફૂલ જોઉં છું, ખાર તો ખાર જોઉં છું

જોઉં છું રાત ને દિવસ, સાંજ સવાર જોઉં છું,
એની હરેક દૃષ્ટિમાં રંગ હજાર જોઉં છું.

હાય, નશીલી આંખમાં અશ્રુની ધાર જોઉં છું;
એની નજરમાં આજ હું મારી પુકાર જોઉં છું.

નિત્ય જીવનના ઢંગ પણ લાવે છે કેવા કેવા રંગ!
પળમાં નિહાળું છું ખિઝાં, પળમાં બહાર જોઉં છું.

ડૂબી જવા દો બિન્દુમાં, અશ્રુના બિન્દુ–સિન્ધુમાં,
કોઈ જૂએ કે ના જૂએ હું તો ઉગાર જોઉં છું.

એમણે ફેરવ્યા ભલે ફેરવ્યા એમણે વિચાર!
મારે બદલવા કે નહીં મારા વિચાર જોઉં છું.

એના દુઃખે છું હું દુઃખી, એના સુખે છું હું સુખી,
ક્યારે જીવન મહીં ખુશી મારી લગાર જોઉં છું!

ઊડી પડે જો આંખમાં કોઈ છબી તો શું કરું?
ક્યારે હું રૂપ રંગની દુનિયા ધરાર જોઉં છું!

પ્રેમ અવશ્ય ભૂલ છે હું ય કહું છું ભૂલ છે,
બિનજરૂરી કિન્તુ હું ભૂલ-સુધાર જોઉં છું.

જિંદગી રાજ હાથથી નાખું છું ધૂળ આંખમાં,
જાણું છું જગ અસાર છે તો યં હું સાર જોઉં છું.

'ઘાયલ' ખાસ ત્યારે તો આવે છે યાદ એમની,
જ્યારે હું સંકુચિત જગે કોઈ ઉદાર જોઉં છું.

૭-૬-૪૮

## હસતા ચહેરા

ગુલાબોની પેઠે વિકસતા ચહેરા,
નીરસ જિન્દગાનીને રસતા ચહેરા.

રટણ થઈ હૃદયમાં સમાઈ ગયા છે,
નથી એ નયનમાંથી ખસતા ચહેરા.

*　*　*

એ લસતા ચહેરા, વિલસતા ચહેરા.
ભલા કેમ વિસરાય હસતા ચહેરા!

ન જાણે કે અદશ્ય કયાં થઈ ગયા છે?
જીવનમાં ગઝલને પીરસતા ચહેરા.

હમેશાં જે કરતા હતા પુષ્પ-વૃષ્ટિ,
હવે કયાં એ શોધું વરસતા ચહેરા?

કદાપી ન ઢંકાય છે સૂર્ય ઢાંકયા,
ન રહેશે કહીં પણ એ અસ્તા ચહેરા.

ધગશ ને ધખારા હવે કયાંથી લાવું!
ગયા ઊતરી સૌ ઉપસતા ચહેરા.

અજે તો કહેજો કે તરસે છે તમને,
નિરંતર ખુશીને તરસતા ચહેરા.

મને આજ 'ઘાયલ', રડાવીને રહેશે,
નથી યાદ આવ્યા અમસ્તા ચહેરા.

૧૦-૨-૫૩

# આપોઆપ શું જાણે ?

તેઓ મારો પ્રલાપ શું જાણે ?
હર્ષઘેલાં વિલાપ શું જાણે ?

શું વીતે છે તુષારબિન્દુ પર,
સૂર્યબિંબોનો તાપ શું જાણે ?

આંખથી આંખ તેં મિલાવી નથી,
એ છૂરીનો તું કાપ શું જાણે ?

પાપકર્મી હું પુણ્ય શું જાણું ?
પુણ્યશાળી, તું પાપ શું જાણે ?

હું ડૂબીને તર્યો છું જાણું છું,
તું ગહનતાનું માપ શું જાણે ?

દંશ કેવા છે એના ઝેર ભર્યા,
દૂધ પીતા એ સાપ શું જાણે ?

આપ આપો નહીં સમજ જેને,
એ ભલા આપોઆપ શું જાણે ?

કર્મમાંથી જે ધર્મ ના સમજ્યો,
એ જપીને ય જાપ શું જાણે ?

કોઈ 'ઘાયલ' જૂએ તો દેહ જૂએ,
દિલ મહીં શો છે તાપ શું જાણે ?

૧૧-૩-૪૨

# ને એક છે ઉતારો

છે કાંઈ જિંદગીમાં તો એ જ છે સહારો,
એક યાદ છે તમારી, એક શ્વાસ છે અમારો.

મારી જીવનવીણાના કંપી રહ્યા છે તારો,
કોણ એ ભલા કરે છે ઉરદ્વારથી ઈશારો ?

મુજને ડુબાવનારા મારાજ છે વિચારો,
ક્યાં દૂર છે નહીં તો ચોપાસ છે કિનારો.

ઝખ્મોને દિલમાં રાખું કે અશ્રુઓને રાખું ?
મેમાન છે હજારો ને એક છે ઉતારો.

દે તેજ ફાવે તેવી સાકી શરાબ મુજને,
હું તો છું આગને પણ પાણી કરી પિનારો.

જો દર્દ છે તો દિલ છે, દિલ છે તો જિંદગી છે,
ચાહું તો કેમ ચાહું ગમથી હું છૂટકારો ?

દુઃખ શોધ કોઈ કાયમ છોડી ક્ષણિક સુખોને,
કંઈ મૂર્ખ મિત્ર કરતાં એક ડાહ્યો શત્રુ સારો.

એવું મરણ મરો કે ઝંખે જીવન તમોને,
ડૂબો તો એમ ડૂબો શોધે સ્વયં કિનારો.

ઊગીને પાગરે ના કંઈ તેજ જે જગત પર,
મારી નજરમાં 'ઘાયલ' એ તારો છે તિખારો.

૧૦-૧-૪૨

# જાય આવે છે

નીતિ આવે છે, ન્યાય આવે છે,
સેંકડો સંપ્રદાય આવે છે.

પ્રેમના રાજમાર્ગ વચ્ચે પણ,
આડમાર્ગો ઘણા ય આવે છે.

* * *

હાશ તો હાશ, હાય આવે છે,
કામ કયારેક લાય આવે છે.

ખેદ દુઃખનો કરે બલા મારી,
દોસ્ત, દિવસો તો જાય આવે છે.

કોની જઈને સહાય પણ લઉં હું?
સૌ નજર નિઃસહાય આવે છે.

શુશ્રૂષાનું ફક્ત બહાનું છે
શોધવા સૌ ઉપાય આવે છે.

શું કહું ગત જીવન હતું કેવું?
કયાં હવે કલ્પના ય આવે છે.

જિન્દગીમાં કદીક શ્વાસો પણ,
આપવા ચિરવિદાય આવે છે.

એક માનવજીવન મહીં ઘાયલ,
સેંકડો અંતરાય આવે છે.

૨૧-૭-૫૨

# હવે તો હદ થવા આવી

મરણુને કંઈ દયા આવે ! મરણુને પણ દયા આવી,
હતી મુજ દુર્દશા કેવી ? હતી મુજ દુર્દશા આવી.

વિતાવી જિન્દગાની માંડ ત્યાં માથે કજા આવી,
ગઈ જ્યાં એક આફત ત્યાં વળી બીજી બલા આવી.

સમજવા ચાહું છું કિન્તુ નથી એ વાત સમજાતી,
નયનથી કોણ જાણે શું, એ સમજાવી ગયા આવી.

રડું છું લોહીનાં અશ્રુ એ જ્યારે યાદ આવે છે,
હસીને કોઈનું કહેવું, 'બહુ આજે મજા આવી.'

વિરહમાં ફૂલ પણ કાંટા બની ખટકે છે આંખોમાં,
ઊનાં અશ્રુ રડાવે છે વળી ઠંડી હવા આવી.

ગયું કોઈ સુખી ગોઢી સુખેથી પુષ્પશૈયા પર,
અને કોઈ દુઃખીને રાત આખી ઊંઘ ના આવી.

કિનારો થઈને મારાથી કરે તું પણ કિનારો કાં ?
દયા કર હે દયાસિન્ધુ, હવે તો હદ થવા આવી.

૫-૩-૪૩

# આગ ભડકાવી રહ્યો છું

કોઈને યાદમાં લાવી રહ્યો છું,
બુઝેલી આગ ભડકાવી રહ્યો છું.

*વિરહમાં દિલને તડપાવી રહ્યો છું,*
તૂટેલી પાંખ ફફડાવી રહ્યો છું.

રહ્યા છે મિત્રમાં શત્રુઓ બાકી,
જીવન કંટકમાં વિકસાવી રહ્યો છું.

કોઈની લાંબી લાંબી આશ માંહી.
જીવન ટૂંકાને લંબાવી રહ્યો છું.

પડ્યો છે એક કઠણ મનથી પનારો,
હું લોઢાના ચણા ચાવી રહ્યો છું.

હું મારા ભાગ્યને શાને વખોડું ?
*લણું છું જે કંઈ વાવી રહ્યો છું.*

મરણ આવી ખુશીથી જાન લઈ જા,
જીવનથી હુંય પણ આવી રહ્યો છું.

પરસ્પર પારખાં લે છે હૃદય પણ,
મને એ, એને હું તાવી રહ્યો છું.

ન જાણે કોણ 'ઘાયલ' શીખવે છે,
ન સમજું છું એ સમજાવી રહ્યો છું.

૧-૩-૪૨

# રમવા જેવડી છે

જુદાઈની ઘડી પણ શું ઘડી છે?
ઘડી એકેક સંવત જેવડી છે.

વ્યથા અંધ આંધળાની લાકડી છે,
અમારું ઉર અમારી આંખડી છે.

નયનમાં કાવ્ય છે વ્હેતા જીવનનું,
ટપકતાં અશ્રુઓ એની કડી છે.

મરે છે તેમ ના મરવા દિયે છે,
ગજબની લાલસાએ સાંપડી છે.

હૃદય આવે નહીં વચ્ચે તો સારું,
નજર પાછી નજરથી આથડી છે.

નથી હીરા જડ્યા એમાં ભલેને,
શિખામણ કૈંક ભૂલોમાં જડી છે.

ભલા થઈને જવાનીમાં ન આવો!
હજુ મુજ આશ રમવા જેવડી છે.

કરે છે પાર ભવસિન્ધુ અહીંથી,
હકીકતમાં મરણ એ નાવડી છે.

કરી લે, કાર્ય કરવાનાં કરી લો!
જીવન 'ઘાયલ', ઘડી કે બેવડી છે.

૧૭-૪-૪૧

# છે કે નહીં !

ઉર-આશ છે કે નહીં, ઉર-ઉમંગ છે કે નહીં !
ભરેલ પુષ્પવી યૌવન-ઉછંગ છે કે નહીં !

એ રંગ રંગ અને ઢંગ ઢંગ છે કે નહીં !
તડપતી વીજ હજુ અંગ અંગ છે કે નહીં !

વિચારસરણી મહીં પ્રેમરંગ છે કે નહીં !
મને દીધું 'તું વચન તે અભંગ છે કે નહીં !

ગગનવિહારી હૃદયના તરંગ છે કે નહીં !
એ કૂજ છે કે નહીં, એ વિહંગ છે કે નહીં !

---

ઉડી જતા હતા તારલા નિહાળીને !
એ આભલાં, એ સિનાગ, એ નગ છે કે નહીં !

પ્રણય-સરોદ તમે છેડતા હતાં જેમાં,
એ બીન છે કે નહીં, મોરચંગ છે કે નહીં !

વિહાર કરતી હતી દૃષ્ટિ ગતભગ જેમાં,
નયન મહીં એ હજુ સતરંગ છે કે નહીં !

દબાવી દેતાં હતાં મુક્ત હાસ્ય દાતોમાં,
એ વાત વાત મહીં શબ્દ વ્યંગ છે કે નહીં !

બની જતો હતો જેવી શરમ પસેવો,
તમારી ઓઢણી માંહે એ રંગ છે કે નહીં !

બનીઠની'  અને ,  દેવીઓ  ચોકમાં  રમતી,
એ પર્વ છે કે નહીં, એ પ્રસંગ છે કે નહીં !

દિલાસો  દેતાં  હતાં  જ્યાં  તમે  બિરાજીને,
એ વૃક્ષ નીચે કસુંબલ પલંગ છે  કે  નહીં !

કરો છો યાદ કે ભૂલી ગયા છો ' ઘાયલ ' ને !
નયન–દીપક અને અંતર–પતંગ છે કે  નહીં !

૩૦-૩-૪૮

# દુનિયા ખળભળી દિલની

જ્યોત ઝાંખી ન ઝળહળી દિલની,
તેજમાં સૃષ્ટિ ના બળી દિલની.

અશ્રુ કંઈ વરસી વાદળી દિલની,
આશ કિન્તુ ન કો' ફળી દિલની.

એક તરફ આપ પાછા સિધાવ્યા,
એક તરફ દુનિયા ખળભળી દિલની.

'લાગે વળગે શું દિલને દુનિયાથી ?
વાત જગથી છે વેગળી દિલની.

દેહની વ્યાધિ સઘળી ટાળી પણ,
આધિ ટાળી ન કંઈ ટળી દિલની

પુષ્પ એ ના બની તે ના જ બની,
વિશ્વઉપવનમાં મુજ કળી દિલની.

અશ્રુ દાગ વહી રહી અંતે,
ના શમી ઊર્મિ ઓગળી દિલની

આહ, મુજ આહનું કહેવું શું ?
છે તડપતી એ વીજળી દિલની.
અશ્રુ લૂછ્યાં ન કોઈએ 'ઘાયલ',
ઊર્મિઓ ધૂળમાં મળી દિલની.

૧૫-૭ ૪૧

## કેમ આનંદ આજ અનહદ છે!

કેફ દિલમાં ન આંખમાં મદ છે,
એ સભા છે ન એ સભાસદ છે.

શું કહું કેવું પ્રેમનું પદ છે,
સ્વર્ગથી શ્રેષ્ઠ, નર્કથી બદ છે.

રૂપ એનું જફા-નિપુણ છે તો,
પ્રેમ મારો વફા-વિશારદ છે

રંગ બદલે છે એની આંખલડી,
શું વળી બીજું સુદ અને વદ છે!

સર્વવ્યાપી છે માત્ર કોઈ તો,
કોણ છું હું, શું મારું હુંપદ છે?

બેઉ સુખદુઃખ મરી ગયાં કે શું?
કેમ આનંદ આજ અનહદ છે!

ઉર-ઉમંગો તણું કહેવું શું?
કોઈ મનસૂર, કોઈ સરમદ છે.

છે વિચારોથી વેગળું વર્તન,
શિવ કહીં છે અને કહીં પદ છે.

પીડ, પરતંત્રતા, પરાઈ આશ,
એક આપદ શું, લાખ આપદ છે.

બેઉ કલ્પિત છે રાગ ને રુદન,
શોક દુ:ખદ ન હર્ષ હર્ષદ છે.

જેવું કરશે તું પામશે એવું,
હાથમાં નર્ક ને પરમપદ છે.

બહુ દુર્લભ છે માનવી બનવું,
દેવને પણ અલભ્ય એ પદ છે.

ધન્ય એની જીવન-કલા 'ઘાયલ',
જેને મરવાની પણ ન ફુરસદ છે

૨૧-૪-૪૪

# ઠીક કરતો જાઉં છું

બરજવાનીમાં ઓસરતો જાઉં છું,
જીવવાના દી છે, મરતો જાઉં છું.
મસ્તીમાં આગળ વિચરતો જાઉં છું,
વાની સાથે વાતો કરતો જાઉં છું.
ઝખ્મ દિલના ઠીક કરતો જાઉં છું,
ટેક કેશ ટાંકા ભરતો જાઉં છું.
મોતની પહેલાં જ મરતો જાઉં છું,
શું દિવસ ફરશે હું ફરતો જાઉં છું.
રંગબેરંગી જીવનના રંગ છે,
જાઉં છું ખિલવા ને ખરતો જાઉં છું.
કોણ મારી આવી વાતો માનશે !
રોજ જીવી રોજ મરતો જાઉં છું.
ખુદ વમળ આશ્ચર્યમાં ગરકાવ છે,
મરસમંદરમાં ઉભરતો જાઉં છું.
બંધનો હોવા છતાં યે મુક્ત છું,
કલ્પના-પાંખે વિહરતો જાઉં છું.
શાન્ત જળમાં હોય છે લાખો વમળ,
એમ ના સમજો કે ઠરતો જાઉં છું.
સત્યવત્ ચમકીશ 'ઘાયલ' હું જરૂર,
સ્વપ્ન પેઠે હા હું સરતો જાઉં છું.

૨૩-૫-૪૫

બેઉ કલ્પિત છે રાગ ને રુદન,
શોક દુ:ખદ ન હર્ષ હર્ષદ છે.

જેવું કરશે તું પામશે એવું,
હાથમાં નર્ક ને પરમપદ છે.

બહુ દુર્લભ છે માનવી બનવું,
દેવને પણ અલભ્ય એ પદ છે.

ધન્ય એની જીવન-કલા 'ઘાયલ',
જેને મરવાની પણ ન ફુરસદ છે.

૨૧-૪-૪૪

# ગમ મહીં ગુલતાન છે

સર્વનું મારા હૃદયમાં સ્થાન છે,
દોસ્ત શું, દુશ્મનને માટે માન છે.

ગમ છતાં યે ગમ મહીં ગુલતાન છે,
શાપમાં જાણે છૂપું વરદાન છે.

આશ કહેતાં જિન્દગીની જિન્દગી,
દિલ મહીં અરમાન શું છે, જાન છે.

એની આંખોના ઇશારા છે ફક્ત,
બીજું શું જીવન અને અવસાન છે?

જોશ પર જાણે વ્યથા છે આજકાલ,
આંધી ઉરમાં, આંખમાં તોફાન છે.

એવું શું છે મારી નજરોમાં ભલા!
કેમ નજરો આપની હેરાન છે?

જાણવા ચાહું છું શું ચાહું છું હું,
કંઈ ખબર પડતી નથી કયાં ધ્યાન છે!

હાથ ખાલી જઈ અને લંબાવું કયાં,
ભીડ છે, સ્વમાનનું પણ ભાન છે.

ભાવના નવ ત્યાગ 'ઘાયલ', ત્યાગની!
પ્રેમનું ભૂપણ ખરું બલિદાન છે.

૧૦-૫-૪૫

# ખબરમાં ને ખબરમાં

દીસે છે જખ્મ પણ કેવા જિગરમાં!
પડ્યા છે હુમ જાતે માનસરમાં

કદી ગમમાં, કદી ચિન્તામાં, ડરમાં,
જીવન વીત્યું ફિકરમા ને ફિકરમાં

ફરે મારી બલા આશા અવરની,
રહ્યા છો ને રહો આમ જ નજરમાં

ન પૂછો! મારી બરબાદી ન પૂછો!
લગાવી છે મે પોતે આગ ઘરમાં

શું ઠરે અશ્રુઓ ભડકો છો જ્યાં ત્યાં,
રહોને નૂર થઈ મારી નજરમા.

હવે તીરો શુ નીકળશે જિગરથી!
શું દુ:ખ છે એમને! બેઠા છે ઘરમાં

હશે કો ભાગ્યશાળીનુ જીવન સ્થિર,
અહી તો હરઘડી મન છે સફરમા

ભૂલ્યો છુ ભાન સઘળુ ભાનમા હું,
થયો છુ ગુમ ખબરમા ને ખબરમા.

અમે મર્યો મહી જીવીને 'ઘાયલ',
પરમપદ પ્રાપ્ત કીધુ છે અમરમા

૨૨-૬-૪૬

## કે હમણાં સાવ રાહત છે

હજુ બેમત પ્રવર્તે છે, હજુ પણ બે અલગ મન છે,
નથી નક્કી થતું ઈનામ છે કે દિલ અનામત છે

બસ એની એ જ મસ્તી છે બસ એની એ જ ગંગન છે,
ગયો છું સાવ હારી પણ હૃદયની એ જ હાલત છે.

જમાનાથી અલગ અમ મયપરસ્તોની શરીઅત છે,
અમારે મન મહોબત છે એ ઈબાદતની ઈબાદત છે

મહોબત વિણ શિકાયત સંભવે ના એ હકીકત છે,
મને તુજથી મહોબત છે અને તેથી શિકાયત છે

હજુ એની ચમનવાળાએ રંગીની નથી જોઈ!
ગુલોથી પણ વધુ રંગીન બુલબુલની તબીયત છે.

મહોબતને નહી બદનામ થાવા દઉં, તું ગભરા મા!
મને તુજથી વધુ તારી મહોબતથી મહોબત છે

વસાવે જે અલગ દુનિયા, વસે જે દૂર દુનિયાથી,
જવાની એ જવાની છે, મહોબત એ મહોબત છે.

ગયો છે સાથ છૂટી કેમ ના માતમ કરે આશા!
નથી આ આંખમાં અશ્રુ પરંતુ દિલની મૈયત છે

અજબ દૃષ્ટિ બની ગઈ છે હવે તારા દીવાનાની,
નિહાળી શૂન્ય ખંડેરો કહે છે, 'શું ઈમારત છે!'

# કોને જઈ આ કહેવી વાત ?

કોને જઈ આ કહેવી વાત?
છતે હાર્યા જેવી વાત

સ્નેહી પણ શત્રુ થઈ બેઠા,
આવી નો'તી રેવી વાત

દર્દ નજીવું દર્દ છે આખર,
સહેલ નથી આ સહેવી વાત.

આપને કેવી રીતે ભૂલું!
આપ કરો છો કેવી વાત?

કેમ ગઈ પાંપણ ભિંજાઈ!
યાદ આવી શી એવી વાત?

રંગ હવે કયાં, રાગ હવે કયાં?
કેવી મહેફિલ, કેવી વાત!

જેની જેવી રહેણી કરણી,
જેવી વ્યકિત તેવી વાત.

મનમાં રહે છે કંઈ કંઈ કિન્તુ,
બહુ દુર્લભ છે રહેતી વાત

દુનિયામાં 'ઘાયલ', ના દીઠી,
ખામોશીના જેવી વાત

૨૫-૫-૫૨

## 'ન ફરકે છે પવન જેવું'

હતું કેવું મજાનું ! મન હતું મારું રતન જેવું,
પરંતુ કિસ્મતે રહેવા ન દીધું મનને મન જેવું

અમારે આંગણે ક્યાંથી તમારા આગમન જેવું,
દિવસ હો પાધરો તો થાય છે આવું મિલન જેવું

તમારાથી નથી જો કાંઈ પણ મુજને લગન જેવું,
મને તો આ પછી શું થાય છે દિલમાં જલન જેવું !

કોઈના વાયદાઓ પર હવે જીવ્યું નથી જાતું,
નહીં દેતા ભલા થઈને ફરી મુજને વચન જેવું

'જીવનની હું કરું શાને ? કરો ચિંતા તમે એની,
કહ્યું 'તું મેં ભલા ક્યારે કે મુજને દો જીવન જેવું !

કદી વેરાન દિલની દુનિયામાં વસ્તી નથી હોતી,
અહીં પંખી તો શું કો' દી ન ફરકે છે પવન જેવું

મને બરબાદી મારી જોરથી હસવા નથી દેતી,
હસી લઉં છું બહું ધીમે અને તે પણ રુદન જેવું

'ન જાણે સાકી પણ હમણાં મદિરા પાય છે કેવી !
રહે છે મન ઉપર પીધા પછી પણ કંઈ વજન જેવું

રહેવા દો ધરા આ જેવી છે તેવી રહેવા દો !
નથી કરવું રૂપાંતર મારે ધરતીનું ગગન જેવું

કદી કહેવાય ના ત્યાં લાશ દિલની હોય તો 'ઘાયલ'!
વતનથી દૂર ઊડે છે હવામાં કંઈ કફન જેવું

૧૨-૪-૫૨

# કોને જઈ આ કહેવી વાત ?

કોને જઈ આ કહેવી વાત?
જીતે હાર્યા જેવી વાત.

સ્નેહી પણ શત્રુ થઈ બેઠા,
આવી નો'તી ટેવી વાત.

દર્દ નજીવું દર્દ છે આખર,
સહેલ નથી આ સહેવી વાત.

આપને કેવી રીતે ભૂલું!
આપ કરો છો કેવી વાત?

કેમ ગઈ પાંપણ લિંજાઈ!
યાદ આવી શી એવી વાત?

રંગ હવે ક્યાં, રાગ હવે ક્યાં!
કેવી મહેફિલ, કેવી વાત!

જેની જેવી રહેણી કરણી,
જેવી વ્યકિત તેવી વાત.

મનમાં રહે છે કંઈ કંઈ કિન્તુ,
બહુ દુર્લભ છે કહેવી વાત.

દુનિયામાં 'ઘાયલ', ના દીઠી,
ખામોશીના જેવી વાત.

૨૫-૫-૫૨

## બહુ બાગબાની કરી

વાંક મારો કે મેં અલ્પજ્ઞાની કરી,
જિન્દગાનીને મિથ્યાભિમાની કરી.

ભૂલ થઈ કે તને વાત છાની કરી,
બોલમાં મિત્ર, કંઈ મ્હેરબાની કરી.

ધૂળધાણી ભલે મેં જવાની કરી,
તું શિખામણ ન દે મ્હેરબાની કરી.

થા ખુશી સાવ બંધી સુરાની કરી,
લે હરામ આજથી જિન્દગાની કરી.

આ તરફ ભૂલથી નીકળો ના તમે,
કેમ આજે કહો મ્હેરબાની કરી ?

બળતરા ફૂલની નો'તી કમ આગથી,
છેવટે ખાલી મેં ફૂલદાની કરી.

હે ઉમંગો, ન ઘસડો પ્રલોભન મહીં,
એમ સમજો કે મેં પાછી પાની કરી.

મારી નિર્દોષતાના શપથ છે મને,
આજ સુધ્ધાં નથી મેં ક્ષમાની કરી.

નાખુદાનો લઈ આશરો હે મૂરખ !
આબરૂ કોડીની તેં ખુદાની કરી.

બાગ અકળાય છે, બાગ છોડો હવે,
બાગબાનો, બહુ બાગબાની કરી.

આજ 'ઘાયલ' દીવાને ગઝલ ગાઈને,
એક દુનિયાને એની દીવાની કરી.

૨૦-૧૧-૫૩

# કલરવ નહીં મળે

શ્રદ્ધા હતી કે સાવ પરાભવ નહીં મળે,
નો'તી ખબર કે વિશ્વમાં માનવ નહીં મળે.

જીવન સમાન અન્ય કો' આસવ નહીં મળે,
કડવો છતાં મધુરો અનુભવ નહીં મળે.

સાચું કહું છું માનો કહ્યું, રાખો સાચવી,
ખોવાઈ જો જશે તો દિલ આ ભવ નહીં મળે.

શું થાશે અશ્રુઓનું વિચારું છું હરઘડી,
મુજ આંખને જો આપનો પાલવ નહીં મળે

આવો, કે રંગ પર છે જવાની તણી વસંત,
આ રંગરાગનો પછી ઉત્સવ નહીં મળે.

વાચા મળી છે વર્ષો પછી કંઈ વિહંગને,
શાંતિથી સાંભળો કે આ કલરવ નહીં મળે.

રહેવા દો પાપ થોડાં ઘણાં પુણ્ય વાસ્તે,
ક્યાંથી કમળ નીપજશે જો કાદવ નહીં મળે?

રાખી શકાય એટલી રાખી લિયો સુવાસ,
માનવજીવન કદાચ ભવોભવ નહીં મળે.

'ઘાયલ', એ ખોટ સાલવા દીધી ન અશ્રુએ,
અમને હતું અરણ્યમાં અર્ણવ નહીં મળે

૨૯-૫-૫૩

# મોતથી નાતો હતો

જિન્દગી મ્હાનો હતો ના મોત હું મ્હાતો હતો,
કોઈથી મુજ રોગનો ઉપચાર ના થાતો હતો.

મોતનો વાયુ હતો કે જોરથી વાતો હતો,
જિંદગીનો મદ હતો કે બસ ચડંગે જાતો હતો.

પ્રેમનો કાંટો જિગરમાં ખૂંચતો જાતો હતો,
દર્દનો ખટકો હતો એ જીવને ખાતો હતો.

ભૂલવા મથતો હતો પણ એ ન ભુલાતા હતા,
જેમ એને છોડતો 'તો એમ ખેંચાતો હતો.

ઉમ્રભર ભટક્યો છતાં ના આટલું સમજી શક્યો,
કેમથી આવ્યો હતો ને કેમનો જાતો હતો.

કોઈને સંબંધ જીવન – ઝગમગાટોથી હતો.
એક મારો જીવ જેને મોતથી નાતો હતો

વાસને ગુલ, જ્યોત ને દીપક, ચમકને તારલા,
ગમને હું સમજ્યો જે કોઈથી ન સમજાતો હતો.

કેટલા યત્નો કર્યા લલચાવવા મુજને જગે !
હું હતો કે જાળમાં એની ન સપડાતો હતો.

કોણ જાણે એવું 'ઘાયલ', શું હતું મારા મહીં !
જે મને જોતો હતો ઘાયલ બની જાતો હતો.

૬-૬-૪૨

# જિન્દગી શા કામની?

નામની છે હસ્તી એની નામની,
ધૂનહીણી જિંદગી શા કામની?

કામ ના આવે રહે ના કામની,
જિંદગી એવી બળી આરામની.

નીચમાં શું તત્ત્વ કમ છે ઉચ્ચથી?
ઠીકરામાં પણ છે માટી ઠામની.

જિંદગી કેવો મજાનો શબ્દ પણ,
છે મદિરા મોત કેરા જામની.

આગ આંટો લઈ ગઈ છે ગામને.
અવદશા બેઠી છે આખા ગામની

દર્દ ઊઠયું આજ કંઈ એવી રીતે,
કે મજા આવી ગઈ આરામની.

ક્યાંય પણ મન બેસવા દેતું નથી!
છે જગાઓ તો ઘણી વિશ્રામની.

હાલમાં 'ઘાયલ' કરી છે અખ્તિયાર,
દંડ કરનારાએ નીતિ ડામની.

૭-૫-૪૭

# મનની મનમાં છે

અશ્રુ ક્યાં અશ્રુનાં વહનમાં છે?
લાશ અરમાનની નયનમાં છે.

હું કફસમાં છું, દિલ ચમનમાં છે,
દમ છે *આ દમમાં, તન વતનમાં છે*

આંખ શોધે છે આંખનો તારો,
કિન્તુ તારો એ ક્યાં ગગનમાં છે?

થઈ રહું કોઈનાં ચરણની રજ,
એક એ આશ મનની મનમાં છે.

મારાં અશ્રુની લાવો સરખાવો,
ક્યાં રતન એવું કો' રતનમાં છે?

નામ છે નામ ખાલી જીવનનું,
ક્યાં જીવન જેવું કંઈ જીવનમાં છે!

એને ભેટીને દિલ, અમર થઈ જા,
જિંદગી મોતના મિલનમાં છે.

મરવું ગમતું નથી મરણ આવ્યે,
કોણ જાણે કે શું જીવનમાં છે!

મોત 'ઘાયલ', જીવનનો અંત નથી,
એક પલટો એ તો જીવનમાં છે.

૨૭–૪–૪૧

# કોઈ શું કરે !

દિલને સમજાવીને સારાસાર કોઈ શું કરે !
એક દીવાનાને કરી હુશિયાર કોઈ શું કરે !

જિન્દગીમાં મોત હો દરકાર કોઈ શું કરે !
જો ભયંકર હોય ખુદ ઉપચાર, કોઈ શું કરે !

ભારી રાખે ક્યાં સુધી ચિનગારીઓ અંતર મહીં !
જો રડે ના અશ્રુઓ ચોધાર, કોઈ શું કરે !

એક જગાએ દર્દ હો તો થાય કંઈ એની દવા !
હોય જો રગરગ મહીં અંગાર, કોઈ શું કરે !

હોઠમાં સીવી લિયે જો હોઠની ફરિયાદ હો !
પણ કરે જો દૃષ્ટિઓ પોકાર, કોઈ શું કરે !

દંડ આપે દેહના કે જિન્દગીના દફાવ લે !
પાસમાં જો શ્વાસ હો બે ચાર, કોઈ શું કરે !

ન્યાય આવો ના ખપે, આ ન્યાયને ફેંકી દિયો !
ન્યાયની સામે વળી પોકાર કોઈ શું કરે !

આદિથી ઉપકારનો અપકારથી દે છે જવાબ,
માનવી સાથે હવે ઉપકાર કોઈ શું કરે !

જીવથી કંટાળી આજે જીવથી 'ઘાયલ' ગયો,
હોય જો હરરોજની તકરાર, કોઈ શું કરે !

૨૬-૫-૪૮

# લલકારની વાતો શું સમજે?

એ ફૂલની વાતો શું સમજે? એ ખારની વાતો શું સમજે?
વેરાન પસંદ અંતર મારું, ગુલઝારની વાતો શું સમજે?

છે માર મથામણમાં કેવો તે મારની વાતો શું સમજે?
બેઠા છે કિનારા પર તેઓ, મઝધારની વાતો શું સમજે?

હે ત્યાગી! ચાર દીવાલોમાં સર્વસ્વ તજી જે બેઠા છે,
તું એવા ત્યાગીઓ કેરા સંસારની વાતો શું સમજે?

હું દૂર અતિ છું જીત થકી, તું દૂર અતિ છે હાર થકી,
હું જીતની વાતો શું સમજું, તું હારની વાતો શું સમજે?

એ ઠંડા નિસાસા નાખીને આપે છે દિલાસા શા માટે?
એ પ્યારની વાતો છે, કોઈ એ પ્યારની વાતો શું સમજે?

એ પગના કાંટા કાઢે છે પણ કાળજે કાંટા ભાંગે છે.
નાદાન હૃદય, તું મિત્રોના ઉપકારની વાતો શું સમજે?

આ ઈંટ ને પથ્થરની ઓથે પણ જીવન વીતી જાયે છે.
આ ડાહી દુનિયા પાગલના આધારની વાતો શું સમજે?

બધિયાર સલિલ પેઠે નિજી વર્તુળમાં ગાણાં ગાનારા,
નિર્બંધ પ્રવાહો સમ મારા લલકારની વાતો શું સમજે?

કંઈ બોલ્યો નહીં મુખથી જો કે પણ પામી ગયો સહુને 'ઘાયલ',
મિત્રોને હતું એ દીવાનો, હુશિયારની વાતો શું સમજે?

૨-૬-૫૧

# દીવાનો જાય છે ચાલ્યો

નથી સંતાપ છો માર્યો વખાનો જાય છે ચાલ્યો,
અહીં કંઈ આમ જન્મારો ઘણાનો જાય છે ચાલ્યો.

મને કહેશો નહીં કેવો મજાનો જાય છે ચાલ્યો!
નથી મારો જમાનો, છો જમાનો જાય છે ચાલ્યો.

પ્રશંસક સાંજના તેં રૂપનાં શમણાં નથી દીઠાં,
સમય આથી વધુ આવી મુડ્ડાનો જાય છે ચાલ્યો.

નથી જાહેર જેવું હોતું કંઈ સાન્નિધ્યમાં એના,
ઘડીભર ખ્યાલ પણ જાણે સભાનો જાય છે ચાલ્યો.

હંમેશાં દેહધારીને નથી કો' સાથ દઈ શકતું,
ઘડીનો હોય કે સાથી સદાનો જાય છે ચાલ્યો.

નથી એ દબદબો રહેનો, નથી એ ઠાઠ પણ રહેનો,
જવાની સાથ માણસનો જમાનો જાય છે ચાલ્યો.

ન જાણે શી મજા આવે છે બરબાદીમાં માનવને!
હજુ એ રાહ પર બંદો ખુદાનો જાય છે ચાલ્યો.

વિતંડાવાદ કરનારા, તને હું કેમ સમજાવું?
કે આમ જ વાક્શક્તિનો ખજાનો જાય છે ચાલ્યો.

'હમે છે લોક એને જોઈ કિન્તુ ક્યાં તમા એને?
જો એના તોરમાં 'ઘાયલ' દીવાનો જાય છે ચાલ્યો

૧૪-૧૦-૫૩

# જિન્દગીનો ખુમાર છે

વાત જવા દે જીવની, જીવ બાહુ ખુવાર છે,
એના શિરે જવાનીનું ભૂત હજુ સવાર છે.

ચાંદની છે, સિતાર છે, જામ છે, જલવિહાર છે,
તોય ન જાણે કેમ આ, જિંદગી બેકરાર છે.

મુજને સમજવાને હજુ સહચર, તુજને વાર છે!
તારું જીવન શરીર છે, મારું જીવન વિચાર છે.

ઉચ્ચ છે ઉચ્ચ કિન્તુ કંઈ નીચની જાત કમ નથી,
સૂર્ય છે કોઈ તત્ત્વ તો વસ્તુ કોઈ તુષાર છે.

દુનિયાના રંગરાગમાં, તેમ નથી એ બાગમાં,
દિલની કળી મહીં છૂપી જિંદગીની બહાર છે.

ભાગ્ય ફૂટી ગયું છે તો શ્વાસ ઉપર જીવી જશું,
શીશો તૂટી ગયો ભલે, જામ હજુ ચિકાર છે.

પડતી નથી ખબર કંઈ દુનિયા અને આ દિલ મહીં,
કોણ શિકારી છે ખરો, કોણ ખરો શિકાર છે.

આવ્યા નહીં સવારે તે સાંજે હવે શું આવશે?
એમના વાયદા ફક્ત, સાંજ અને સવાર છે.

'ઘાયલ' સાંભળી મને રોલી ઉઠે ન કાં સભા?
મારા ગઝલના જામમાં, જિંદગીનો ખુમાર છે.

૨૧-૧-૫૦

# ભલે હિસાબ નથી

વ્યથા સુણાવી શકું એવી મુજમાં તાબ નથી,
પુકાર છે એ હૃદયની, કોઈ રુઆબ નથી.

પાડું કહું તો એ કંટક નથી, ગુલાબ નથી,
જીવન જીવન છે, જીવનનો કશો જવાબ નથી.

લગાર કૈફમાં ઓછા નશાનાં ખ્વાબ નથી,
નથી નસીબ, નથી તો ભલે શરાબ નથી.

બળી એ જિંદગી જેમાં નથી કોઈ આશા,
બળી એ બે ઘડી એકાદ જેમાં ખ્વાબ નથી.

ન 'હોવું' એ જ અમારું છે 'હોવું' વાસ્તવમાં,
હિસાબ જગમાં નથી તો ભલે હિસાબ નથી

ન પલટી જાય નજર કે ન પલટો ખાય હૃદય,
એ ઈન્કિલાબ નથી તો એ ઈન્કિલાબ નથી.

ખરાબ દૃષ્ટિથી ભાસે છે મારું વિશ્વ ખરાબ,
નજર ખરાબ નથી તો કોઈ ખરાબ નથી.

તેને પીતાં નથી આવડતો મૂર્ખ મન મારા!
પદાર્થ એવો કયો છે કે જે શરાબ નથી?

વિજયપરસ્તને 'ઘાયલ', હું કેમ સમજાવું?
કે કામિયાબ હકીકતમાં કામિયાબ નથી.

૨૦-૧૧-૪૪

## જ્યોતિ નથી, જ્વાલા નથી

માત્ર મનની માન્યતા છે, સુખ નથી, ચિંતા નથી,
સાચું પૂછો તો જીવન જ્યોતિ નથી, જ્વાલા નથી.

દૂર બેઠો છું જગતથી દિલ નથી, દુનિયા નથી,
કોઈ આની પા નથી કે કોઈ ઓલી પા નથી.

બેખુદી પણ એટલી છે કે કંઈ સીમા નથી,
ભાનમાં દુનિયા નથી ને જામમાં મદિરા નથી.

પ્રેમમિશ્રિત ઝેર પણ દે તો ય મારી ના નથી,
એ દવા ના આપ જેમાં પ્રેમની માત્રા નથી.

'છું', 'નથી', એ પ્રશ્ન મુજને મૂંઝવે છે રાત દિન,
હું છું એવો પ્રશ્ન ઉત્તર જેનો 'હા' કે 'ના' નથી.

આંખમાં અશ્રુ, જિગરમાં ઝખ્મ, દિલમાં વેદના,
સર્વ વાતે છું સુખી કાંઈ મને ચિંતા નથી.

ખેલદિલથી ખેલનારા ! ઝખ્મની સાથે ય ખેલ !
એ દડા પણ ફૂલના છે, કાંઈ કાંટાના નથી.

એક એવી વાત છે જેથી નથી કરતો હું વાર્ત ;
એમ ના સમજો કે મારી જીભમાં વાચા નથી.

મુજ ઉદય ને અસ્તનું 'ઘાયલ', અલૌકિક છે લક્ષણ,
મોત એ મારા જીવનની છે ઉષા, સંધ્યા નથી.

૧-૭-૪૩

# કદી રોશન થશે

શી ખબર આવું પરિવર્તન થશે ?
દિલ સરીખો દોસ્ત પણ દુશ્મન થશે !

સદ્‌વિચારો છે તો સત્વર્તન થશે,
આ ચિરાગો પણ કદી રોશન થશે

ધીર ધર મારા દુઃખી મન, ધીર ધર,
એક દી દુઃખ પોતે દુઃખભંજન થશે

ભય પ્રલયનો કંઈ નથી એ ખેદ છે,
નષ્ટ સર્જનહારનું સર્જન થશે.

તું દુભાવીને તો જો મારું હૃદય !
મારું દુઃખ તારું મનોરંજન થશે

છે ક્ષણિક કિન્તુ નથી જીવ્યું જતું,
શું થશે જ્યારે અમર જીવન થશે?

મોક્ષ પર મરનાર મૂરખ માનવી,
શું થશે જો મોક્ષ પણ બંધન થશે ?

દોસ્ત, તારા દોસ્ત જૂના છોડ મા !
દોસ્ત સૌ જૂના નવા દુશ્મન થશે.

હર લડત 'ઘાયલ', તું લડજે પ્રેમથી !
ઝેર એ અમૃત થકી દુશ્મન થશે.

૧૩-૧૧-૪૩

# મોઘમ ઇશારો છે

હવે તો જે કહો તે આ બળેલો ભવ અમારો છે,
મુસીબતની મુસીબત છે, સહારાનો સહારો છે.

વલણ જાલિમ અને તેથી વધુ જાલિમ વિચારો છે,
જમાનાનું કહેવું શું ? જમાનો સાવ ન્યારો છે.

જમાનો એક તરફ, બીજી તરફ મનના વિચારો છે,
જીવનનું થાય તે સાચું, ઉભય ગમથી ઘસારો છે.

મિલનનાં એમ પણ દેવાય છે પ્રેમીને આમંત્રણ,
નથી અવસાન એ અવસાન પણ મોઘમ ઇશારો છે.

જરા ધીરે, જરા ધીરે હૃદયની રાખને ફૂંકો !
કહીં સળગી જશે જીવન છૂપો એમાં તિખારો છે.

અમારા પર હવે જુલ્મો ગુજારો એટલાં ઓછાં,
જવાની પણ તમારી છે, જમાનો પણ તમારો છે.

જવાનીમાં તમારા જેટલા ઉદ્ધત અમે નો'તા,
અમારો પણ હતો જેવો સમય આજે તમારો છે.

હવે આ બાગમાં બુલબુલ જીવે તો શી રીતે જીવે ?
ગુલો પેઠે કળીઓને જવાનીનો ધખારો છે.

સળગતી હોળીઓ ઉરની તમે જોઈ નથી 'ઘાયલ' !
જગત તો માત્ર તેમાંથી ખરેલો એક તિખારો છે.

૫-૨-૪૯

# જિવારો એ જિવારો છે

પરિશ્રમ પર નહીં પણ ભાગ્ય પર જેનો ગુજારો છે,
જગતમાં સાચું પૂછો તો અભાગી તે બિચારો છે.

ન કોને જીવ પ્યારો હોય ? મુજને જીવ પ્યારો છે,
પરંતુ જીવથી પ્યારો મને સિધ્ધાંત મારો છે.

જીવન ટૂંકું છે ઘટવામાં, દરદ જૂનું છે વધવામાં,
ઘટાડામાં ઘટાડો છે, વધારામાં વધારો છે.

જીવન એક ચક્ર છે ચડતી અને પડતી દશા કેરું,
કદી ચડતો સિતારો છે, કદી ખરતો સિતારો છે.

સુખી કો ' તો સુખી છીએ, દુઃખી કો ' તો દુઃખી છીએ,
દિવસ આઝાદીના છે પણ ગુલામીથી પનારો છે.

ભલા વેવારની આદર્શવાદી વાત શું જાણે ?
વિચારો એ વિચારો છે, જિવારો એ જિવારો છે.

વમળથી દૂર વસનારા, તને હું કેમ સમજાવું ?
વમળ જેને કહે છે તે હકીકતમાં કિનારો છે.

સુધરતાં જાય છે લોકો બગડતી જાય છે દુનિયા,
ખબર પડતી નથી આ તે સડો છે કે સુધારો છે ?

ભલે સહકાર ના આપે, ભલા આ સ્નેહ શું કમ છે ?
કહે છે સ્નેહીઓ અભિમાનથી ' ઘાયલ ' અમારો છે.

૫-૨-૪૯

# બરાબર જવાબ દે

જગ સત્ય છે કે જૂઠ સરાસર, જવાબ દે!
આ પ્રશ્ન મૂંઝવે છે બરાબર જવાબ દે!

કંઈ ચોખવટ જરૂર થવી જોઈએ હવે,
માનવનો આ તકાદો છે ઈશ્વર, જવાબ દે!

* *

વિશ્વાસ કોનો જીત્યો સિકંદર, જવાબ દે!
કાં હાર કર કબૂલ નહીંતર જવાબ દે!

ધરતી થકી વધુ શું છે અંબર જવાબ દે!
ત્યાં છે તો ક્યાં અહીં નથી ઈશ્વર જવાબ દે!

કાં બે વખત તું આમ બિરાદર, જવાબ દે!
કિંમત વખત તણી છે વખત પર જવાબ દે!

પૂછે છે, 'પ્રેમ કાં કર્યો?' અંતર, જવાબ દે!
તેં વાતનું કર્યું છે વતેસર જવાબ દે!

દુનિયાથી દીન છે કે ખુદા, દુનિયા દીનથી!
અમને તો સૂઝતી નથી કંઈ સર જવાબ દે!

હે દોસ્ત, દિલની વાત હસીને તું ટાળ મા!
છે જિન્દગીનો પ્રશ્ન બરાબર જવાબ દે!

આવ્યો હશે એ તારી કને કેવી આશથી!
કોઈ ને પણ ન ટાળવા ખાતર જવાબ દે.

અમૃત નયન મહીં તો હળાહળ હૃદય વિષે !
આ છે કયા પ્રકારનો આદર જવાબ દે !

કોઈ દિવસ ગુલાબી નશો તેં નથી કર્યો !
ક્યાંથી જીવન મહીં તને નીંદર જવાબ દે ?

આ જિન્દગીની ગૂંચ તણો મોત છે ઉકેલ,
શું માનવીના પ્રશ્નનો ઈશ્વર જવાબ દે ?

'ઘાયલ', વિનયમાં તારું કશું પણ જશે નહીં !
શત્રુને પણ વિવેક પુરઃસર જવાબ દે.

૧-૧૨-૫૩

# ઓજસ ખોઈ બેસે છે

નિયમ છે પ્રકૃતિનો વ્યક્તિ વર્ચસ ખોઈ બેસે છે,
સિકંદર હો કે પોરસ એક દી પોરસ ખોઈ બેસે છે.

નવાઈ શી જો ધીરજ કોઇ માણસ ખોઈ બેસે છે,
કહે છે દેવ પણ સંકટમાં સાહસ ખોઈ બેસે છે.

કહું શું કે જુદાઈમાં શું માનસ ખોઈ બેસે છે,
ગુમાવી સારસી સર્વસ્વ સારસ ખોઈ બેસે છે.

કોઈ માને ન માને કિન્તુ લગભગ હું તો માનું છું,
જે મન રાખે છે તે મન કો દી ચોક્કસ ખોઈ બેસે છે.

ગણતરીશીલ બુદ્ધિ સુખ ખરું પામી નથી શકતી,
એ 'ગોરી' ગોરસીના લોભે ગોરસ ખોઈ બેસે છે.

વિષય કંઈ અટપટો એવો છે આ માનવજીવન કેરો,
લિયે છે જે વધુ રસ તે બધા રસ ખોઈ બેસે છે.

કોઈ સત ક્યાં સુધી હૈયાહોળીમાં સાચવી રાખે ?
તપવવાથી વધારે સોનું પણ કસ ખોઈ બેસે છે.

નથી હોતું નિજી વ્યક્તિત્વ આશ્રિતમાં નથી હોતું,
કોઈના ઓશિયાળા નિજનું ઓજસ ખોઈ બેસે છે.

કંઈ એવા છે 'ઘાયલ', વાંકદેખું લોક દુનિયાનાં,
ગણી પારસને પણ પથ્થર એ પારસ ખોઈ બેસે છે.

૨૧-૯-૫૩

## જ્ઞાન સાથે ગમત

માન્યું કે છે મમત,
કંઈ નથી મામલત.

પણ વિના પ્રેમ આ!
જિંદગી શું કરત?

*    *    *

એક નહીં સો વખત!
સત ઠરે છે અસત

ટૂંકમાં આ જગત
એટલે બગ-ભગત

કે અહીં પુષ્પ પણ
વજ્રથી છે સખત

મશ્કરી કોઈની,
કોઈને મન રમત.

છત હતી કયારે કે,
હું કહું છે અછત.

કીર્તિને શું કરું?
ના ખપે એ મફત.

ઢંગ બદલ્યા નહીં,
છે બધું પૂર્વવત.

શાંતિથી બેસીએ,
એટલો કયાં વખત ?

વાહ, 'ઘાયલ', ગઝલ !
જ્ઞાન સાથે ગમત.

૧૯-૧૧-૫૩

# શૌર્ય પણ જરૂરી છે

સમાજ આપણો ભાવિક નથી, ફિતૂરી છે
છે મુખમાં નામ પરંતુ બગલમાં છૂરી છે

અકેલો પ્રેમ નહીં, શૌર્ય પણ જરૂરી છે,
કહાની પ્રેમની સાહસ વગર અધૂરી છે

હૃદયની ખાધ અમે વેદનાથી પૂરી છે
જીવનમાં ખોટ ખમી પણ છે, ખોટ પૂરી છે

હશે, જરૂર હશે એક બે ભલા એમાં
મનાય કેમ કે દુનિયા તમામ બૂરી છે

દિસે છે એમ કંઈ ડંખ લાગણીઓ પણ,
હૃદયમાં નાગણીઓ જાણે ઝેરી પૂરી છે

ન કરશો ટોળ પૂછો તો કહી જશે મોટા,
મનુષ્યજાત ફક્ત બોલવામાં શૂરી છે

અનન્ય પ્રીત છૂપી ચીજ છે ખબર નો'તી,
અમોને એમ કે એ મૈત્રી મધુરી છે

જીવનમાં થાય છે સંઘર્ષ આગથી પેદા,
બસૂરા સાજ નથી, તાન ખુદ બસૂરી છે,

મેં એને ઝૂમતા જોઈ નથી કદી 'ઘાયલ'!
જવાની માગી જીવનમાં સદાય ઝૂરી છે

૨૧ ૧૧ ૫૦

## હાય, હૈયાવરાળ શું જાણે !

હરણીની હૈયાફાળ શું જાણે !
પારધી અંતકાળ શું જાણે !

છે હૃદય ગમતિયાળ શું જાણે !
જિન્દગાની છે જાળ શું જાણે !

છે હજુ સાવ બાળ શું જાણે !
હાય, હૈયાવરાળ શું જાણે !
ક્યાં શિશુ વય અને જવાની ક્યાં ?
શાંત ઝરણું જુવાળ શું જાણે !
કેમ બેચેન માછલીઓ છે !
મોતી ચરતા મરાળ શું જાણે !
જિંદગીની ખરી મજા શી છે !
કોઈના ઓશિયાળ શું જાણે !
જેમને જીવથી જવું હો તે,
કાળ અથવા અકાળ શું જાણે !
મોત આવત ન જિંદગીમાં તો,
શું થતે અધવચાળ, શું જાણે !

ગાય છે મસ્ત જેમ ફાવે તેમ,
ઢંગ અથવા એ ઢાળ શું જાણે !

કેમ મંદિર તજી ગયો 'ઘાયલ',
વાત એ દ્વારપાળ શું જાણે !

૧૫-૧૦-૫૧

## જીવ બળે છે

રૂપ થકી જો પ્રેમ મળે છે,
સોનામાં સુગંધ ભળે છે

લાખ નિરાશા ઘેરી વળે છે,
એકાદી જો આશ ફળે છે.

દેહ તણું કહેવાય નહીં કંઈ,
બેઠા બેઠા શીત વળે છે.

રહી રહી ને આવે છે આંસુ,
કેમ ન જાણે જીવ બળે છે!

રહેતાં રહેતાં જાશે છૂટી,
ટળતા ટળતાં ટેવ ટળે છે

દુઃખમાં નથી શું દુખિયા કરતા,
ચારે દિશાઓ દોડી વળે છે

લાભ વિના લોટે નહી લાલા,
ઢાળ નિહાળી લોક ઢળે છે.

એને ક્યાં રળવાની ચિંતા!
સદ્ભાગી ન્યાં ભૂત રળે છે

કિસ્મતને શું કહેવું 'ઘાયલ'!
માગ્યુ અહીં ના મોત મળે છે.

૨૪-૨-૫૩

# જીવન જીવાઈ જાયે છે

સમય જાતાં બધું સહેવા હૃદય ટેવાઈ જાયે છે,
ગમે તેવું દુઃખી હો પણ જીવન જીવાઈ જાયે છે.

યુવાનીમાં વિપંથે વૃત્તિઓ દોરાઈ જાયે છે,
વિચારે લાખ કોઈ તો ય ઠોકર ખાઈ જાયે છે.

હૃદય આવેશમાં કયારેક ઉશ્કેરાઈ જાયે છે,
અને ના બોલવાનું પણ કદી બોલાઈ જાયે છે.

જીવન બદલે તો બદલે પણ પ્રણયરંગો નહીં બદલે,
હૃદય રંગાઈ જાયે છે તો બસ રંગાઈ જાયે છે.

નથી રહેતી પ્રણયવાતો કદી છાની નથી રહેતી,
હૃદય ગભરાય છે ત્યારે નયન ભિંજાઈ જાયે છે.

જુદાઈમાં વલણ શું પૂછવું અશ્રુ-ઘટાઓનું!
ઘડી ઘેરાઈ આવે છે, ઘડી વિખરાઈ જાયે છે.

જીવનમાં એક એવી આંધિ આવે છે પ્રલયકારી,
દીપક હો જેટલા ઉરમાં બધા ઓલાઈ જાયે છે.

મુસીબતના દહાડા એ કસોટીના દહાડા છે,
છે પાણી કેટલું કોનાં મહીં જોવાઈ જાયે છે.

જીવન સારું જિગરની આહથી ફૂંકી દઉં 'ઘાયલ',
મને મારા ઉપર કયારેક એવી ખાઈ જાયે છે.

૭-૩-૪૮

# મેઘ સમ પડી લઉં છું

અવનવા પ્રસંગો છે, મુજ રીતે લડી લઉં છું,
'કો' સમે હસી દઉં છું, કો સમે રડી લઉં છું.

કંઈ નથી તમાશા સમ, ટેવ છે મને આવી,
આમ હું ઘણી વેળા, મનમાં બડબડી લઉં છું.

વિશ્વથી અનોખી છે, રીત મુજ વિલાપોની,
હાસ્યને બહાને પણ-ખૂબ હું રડી લઉં છું.

લાખ વાતે મનગમતું આ નથી ઘડાતું મન,
જિંદગી તો જેવી હું ચાહું છું ઘડી લઉં છું.

સ્વર્ગ હો કે હો પૃથ્વી, દૂર ક્યાં જવાનીથી!
એક ફાળમાં બન્ને દુનિયા આથડી લઉં છું.

મારી ચડતી પડતી ક્યાં કોઈથી અજાણી છે!
મેઘ સમ ચડી લઉં છું, મેઘ સમ પડી લઉં છું.

એટલે તો મિત્રોએ નામ રાખ્યું છે 'જાલિમ',
એક શત્રુની પેઠે ખુદ મને નડી લઉં છું.

હું ય પણ વિચારું છું આ કઈ બીમારી છે,
હેતુ વિણ હસી દઉં છું, અર્થ વિણ રડી લઉં છું.

કર્મ કો' છે ક્યાં 'ઘાયલ', કીર્તિ–લોભથી ખાલી!
પુણ્યને સહારે પણ પાપમાં પડી લઉં છું.

૧૪-૭-૪૯

# આત્મસંશોધન કરી લઉં છું

નિછાવર નિજ ખુશીને કાજ તન મન ધન કરી લઉં છું,
જવાની છે જીવન વેંચી મનોરંજન કરી લઉં છું.

જીવન કહેવાય છે લાખો ખરચતાં પણ નથી મળતું,
છતાં હું છું કે બસ સર્વસ્વનું ઇંધન કરી લઉં છું!

* *

મદિરામાં ઝબોળીને નિખાલસ મન કરી લઉં છું,
નવાઈ છે નર્યા પિત્તળનું હું કુંદન કરી લઉં છું.

કવિ છું, કલ્પનામાં રૂપનાં દર્શન કરી લઉં છું,
પતિત મારા જીવનને આમ હું પાવન કરી લઉં છું.

સહનશક્તિ વડે સંજોગ પર શાસન કરી લઉં છું,
મને અભિમાન છે નિર્માણનું ખંડન કરી લઉં છું.

અભિનવ દૃષ્ટિ કંઈ એવી મળી છે આદિથી મુજને,
પુરાતન લાખ કોઈ વસ્તુ હો નૂતન કરી લઉં છું.

નથી ભંગાણ હોતું આમ તો ક્યારે હૃદયમાં પણ!
વિસર્જન જો સભાનું થાય છે સર્જન કરી લઉં છું.

જગે મુજ ભાવનાઓની વસંતો ક્યાં નથી દીઠી!
કે હું વેરાન રણમાં પણ ખડું ઉપવન કરી લઉં છું.

રહું છું ત્યારે બાંધ્યો કોઈનો પણ ક્યાં જગતમાં હું,
ચહું છું મુક્તિ જ્યારે દૂર સૌ બંધન કરી લઉં છું.

'અહિંસક છું, પ્રચારક શાન્તિનો છું, શાંત છું કિન્તુ,
મને કોઈ દબાવે છે તો આંદોલન કરી લઉં છું.

નથી વર્તાવ એવો રાખી શકતા હોશવાળાઓ,
હું મસ્તીમાં બહુધા એવું પણ વર્તન કરી લઉં છું.

મને પાગલ સમજનારા નહીં આ સત્યને સમજે,
કે હું ખોવાઈ જઈને આત્મસંશોધન કરી લઉં છું.

અગમનો હું ઈશારો છું, હું મૂર્તિમંત ક્રાન્તિ છું,
સ્થિતિ હો કે ગતિ 'ઘાયલ', પરિવર્તન કરી લઉં છું.

૧૧-૧૨-૫૨

# હાથ લંબાવી નથી શકતો

અમુક વાતો હૃદયની બા'ર હું લાવી નથી શકતો,
કંઈ અશ્રુઓ એવાં છે કે ટપકાવી નથી શકતો.
કોઈને રાવ કે ફરિયાદ સંભળાવી નથી શકતો,
પડી છે બેડીઓ એવી કે ખખડાવી નથી શકતો.
કળી ઉરની હું વિકસાવી કે કરમાવી નથી શકતો,
જીવન પામી નથી શકતો, મરણ લાવી નથી શકતો.

કોઈ પણ દૃશ્યથી દિલને હું બહેલાવી નથી શકતો,
હજારો રંગ છે પણ રંગમાં આવી નથી શકતો.
ન જાણે સાનમાં શી વાત સમજાવી ગયું કોઈ!
હું સમજું છું છતાં શબ્દોમાં સમજાવી નથી શકતો.

ન રડવાની કસમ ઉપર કસમ એ જાય છે આપ્યે!
ઉમટતાં જાય છે અશ્રુ, હું અટકાવી નથી શકતો.
નિરંતર પાય છે કોઈ નિરંતર પીઉં છું મદિરા,
પરંતુ જામ સાથે જામ ટકરાવી નથી શકતો.

નથી સમજાતું આ છે મનની નિર્બલતા કે પરવશતા!
કદી પીધા વિના હું રંગમાં આવી નથી શકતો.
મુસીબત માંહે ખુદ્દારી મુસીબતની મુસીબત છે,
દુઆઓ હોઠ પર છે, હાથ લંબાવી નથી શકતો.

જીવન હો કે મરણ હો, કોઈ હો, એને કહી દે દિલ!
કે 'ઘાયલ' પી રહ્યો છે જાવ, એ આવી નથી શકતો.

૧૯-૫-૪૭

# આંખોમાં ચેતન બાકી છે

બાકી છે અશ્રુ અશ્રુમાં એક જ્યોત સનાતન બાકી છે,
પરદાના પરદા બાકી છે, દર્શનનાં દર્શન બાકી છે.

ઉર વેગળો છે પણ વગડમાં સામગ્રી સાધન બાકી છે,
ઇંધન તો ઇંધન બાકી છે, ચંદન તો ચંદન બાકી છે.

હે રોમે રોમે રમનારા, હર ધામને પાવન કરનારા!
ભીતર અંદર પણ આવ, અહીં એક પાપીનું જીવન બાકી છે.

મગદૂર ભલા શી ઝાકળની કે સૂર્યઝલકને પામી શકે!
છો આપ અભિમુખ મુજથી તો આંખોમાં ચેતન બાકી છે.

મુજ શ્વાસ અને ઉચ્છવાસની પ્યાલી સમજી ખાલી તોડો મા!
આમાં પણ જીવન બાકી છે, એમાં પણ જીવન બાકી છે.

મન મૂંગું મૂંગું રોવે છે તો આછું આછું મલકે છે,
અંતરનું ક્રંદન કેમ તજું! એમાં ખરું રંજન બાકી છે.

એ ભેદ ફક્ત એ જાણે છે જે ઝખ્મ જિગરમાં રાખે છે,
એક બંધ કળીની અંદર પણ ઉપવનનું ઉપવન બાકી છે.

સ્વતંત્ર પરિમલ પેઠે હું એક પુષ્પની ઓથે જીવું છું,
છું મુક્ત છતાં મુજ મુક્તિમાં દાસત્વનું બંધન બાકી છે.

જે દોર ગમે છે તેઓને તે દોર ચલાવે છે 'ઘાયલ'!
મારા સંમેલન માંહે હજી, ગેબી સંચાલન બાકી છે.

૮-૬-૪૭

# સૂર્યકિરણોને વણું છું

તિમિર હું તેજ ફેંકીને હણું છું,
ઉષાકર છું, કહ્યું કોણે અણુ છું ?

ન પૂછો કે મને હું શું ગણું છું !
નથી કંઈ તો ય વાસ્તવમાં ઘણું છું.

બધું બેઠો છું હોમી યજ્ઞ માહે !
છતાં સ્વાહા તણા મંત્રો ભણું છું.

ચહું છું તેજને કેન્દ્રસ્થ કરવા,
નજરથી સૂર્યકિરણોને વણું છું.

સકળ સંસાર છે હેરાન આજે !
કંઈ એવા જટિલ પ્રશ્નો છણું છું.

પ્રયાસો તોડવા દુનિયા કરે છે,
ઈમારત આશની એવી ચણું છું.

જમાનાભરને હું ખટકી રહ્યો છું,
સમયની આંખ માહેનું કણું છું

રહ્યો છું ભોગવી મારાં કરેલાં !
ગયો છું જે કંઈ વાવી લણું છું

મરણને માનું છું 'ઘાયલ', હું જીવન,
વિસર્જનને નવું સર્જન ગણું છું.

૧૭-૯-૪૪

# હાથ વા છેટા નથી

સાવ સાચી વાત છે આ ઊડતી અફવા નથી,
કોઈની દુનિયા નથી આ કોઈની દુનિયા નથી

સંપ એ જનતાની સાચી શક્તિ છે, સંખ્યા નથી,
છે બધી બેકાર સંખ્યા એક જો એકતા નથી.

વિશ્વ શું છે? કોઈના સુંદર વિચારોનો વિકાસ,
કલ્પના છે કલ્પના બીજું કશું દુનિયા નથી

થાય છે માત્ર મૂકયેથી આબરૂના કાંકરા,
સિન્ધુ શું કે બિન્દુ એમાં કોઈની શોભા નથી.

લાજ ને મર્યાદ સૌ શણગારનો શણગાર છે,
ધૂળ સૌ શણગાર છે જો આંખમાં લજ્જા નથી.

સૂર્યકિરણો જ્યાં ન પહોંચે છે નજર દોડે છે ત્યાં,
વ્હેમ છે એ વ્હેમ ક્ષિતિજ દષ્ટિમર્યાદા નથી.

શોધ, એને એટલામાં, એટલામાં છે કહીં,
હાથથી 'ઘાયલ', એ પૂર હાથ વા છેટા નથી.

૩-૮-૪૮

# પ્યાલીઓ ઊછળે છે

જે ધૂળમાં ખપે છે તે મૂળમાં ભળે છે,
અર્થાત્ બીજ માટીમાં વૃક્ષ થઈ ફળે છે.

પુષ્પોમાં એ હસે છે, જ્યોતિમાં ઝળહળે છે,
શોધો તો એ બધે છે, સમજો તો ના મળે છે,

આવો, વિચારો આવો, આવીને એને રોકો!
મુજથી હવે તો પાછા વાળ્યા ન એ વળે છે.

દિલને તમે ન તોડો, દિલ છે અમોલ વસ્તુ,
જોતાં ન દિલ જડે છે, માગ્યું ન દિલ મળે છે.

ક્યારે ભલા શમે છે તોફાન ઊર્મિઓનાં!
એક ઊર્મિ ઊતરે છે તો લાખ ઊછળે છે.

કંઈ અશ્રુ આંખમાં છે, કંઈ અશ્રુ દિલ મહીં છે,
કંઈ હોડીઓ તરે છે, કંઈ હોડીઓ તળે છે.

'ઘાયલ', શરાબીઓની પણ છે અનોખી દુનિયા,
મોસમ વિના સભામાં પ્યાલીઓ ઊછળે છે.

૧૮-૧૨-૪૧

## કેટલું અંધેર છે સાકી !

કહીં છે લ્હેર લીલા, ક્યાંક કાળો કેર છે સાકી !
કહું શું કે જગતમાં કેટલું અંધેર છે સાકી !

અહીં દુઃખ એ જ છે મોટું સમજમાં ફેર છે સાકી !
અને તેથી હૃદય સાથે હૃદયને વેર છે સાકી !

દુઃખી કેવા છીએ એ વાત જગજાહેર છે સાકી !
છતાં કહેવું પડે છે કે પ્રભુની મ્હેર છે સાકી !

ખબર હોતે તિખારા છે તો અશ્રુઓ નહીં લેતે,
અમોને એમ કે એ મોતીઓની સેર છે સાકી !

ખબર નો'તી સમય આ રંગ પણ દેખાડશે અમને,
હતાં જેમાં અમી એ આંખડીમાં ઝેર છે સાકી !

જવાનીને હું વશમાં રાખું તો કેવી રીતે રાખું !
અચાનક ઊઠતા તોફાનની એ લ્હેર છે સાકી !

કહું તો ક્યાં કહું ? કોને કહું ? જઈ વાત અંતરની,
જગતમાં ધૂમ આજે બુદ્ધિની ચોમેર છે સાકી !

જગતની ખાનગી વાતોથી કંટાળી ગયો છું હું,
મને તું ત્યાં લઈ જા જ્યાં બધું જાહેર છે સાકી !

પરાઈ આશ પર મજબૂર ના કર જીવવા મુજને,
દવાના રૂપમાં એ એક ધીમું ઝેર છે સાકી !

# નિશ્ચિત થઈ નથી શકતું

નિવેદન દિલનું નજરોથી નિવેદિત થઈ નથી શકતું,
બધે રડતો ફરું છું દુ:ખ પ્રદર્શિત થઈ નથી શકતું.

કોઈ વાને જીવન મુજ હર્ષ-અંકિત થઈ નથી શકતું,
યદિ હું થાઉં છું તો મન પ્રફુલ્લિત થઈ નથી શકતું.

પરિચયમાં રહીને મન પરિચિત થઈ નથી શકતું,
દરદ કંઈ થાય છે એવું કે નિશ્ચિત થઈ નથી શકતું.

નયનનાં રમ્ય કામણ હો કે ઉરનાં દિવ્ય આકર્ષણ,
અહીં એ મન મળ્યું છે કે પ્રભાવિત થઈ નથી શકતું.

ભલા સૌન્દર્યમાં પણ પ્રાકૃતિક સૌન્દર્ય શું કમ છે!
ઠરે છે આંખ પણ અંતર પ્રફુલ્લિત થઈ નથી શકતું.

હતી એ આશ કે કલ્યાણ કંઈ કાયા તણું કરશું,
હિતૈષી છું છતાં મારાથી કંઈ હિત થઈ નથી શકતું.

નિરાશાના અને આશાના બધા પણ અનોખા છે!
નવાઈ છે જીવન સ્થિર કે પ્રવાહિત થઈ નથી શકતું.

અભિલાષા મને એ ઉરથી છે રંગાઈ જવાની!
જે કુમકુમ થઈ નથી શકતું કે શોણિત થઈ નથી શકતું.

ન તો તોફાન મારું છે, ન તો મોજાઓ મારાં છે!
ફસ્યો છું ત્યાં સલિલ જ્યાં લ્હેર-અંકિત થઈ નથી શકતું.

વતનમાં પણ વતનની હું કંથી કંઈ દૂર છું 'ઘાયલ',
કંઈ વર્ષો થયાં મુજ સ્થાન નિશ્ચિત થઈ નથી શકતું.

૧-૬-૪૬

# મર્યો તો પણ જવાનોમાં

ઘણા જઈને મજારોમાં, ઘણા જઈને સ્મશાનોમાં!
મુસાફર ગોઠવાઈ જાય છે થાકીને સ્થાનોમાં.

નથી ગમતું રહેવું જેમને બેઠાં મકાનોમાં!
જમીન એને ખુદા થોડી દઈ દે આસમાનોમાં!

કોઈ તારું બની જાએ, અને ઊંચા મકાનોમાં!
નથી હોતું જમીનોનું કલેજું આસમાનોમાં.

અમોને મિત્ર કહેતાં પણ શરમ આવે છે તેઓને,
ઘણા એવા મહાશય છે અમારા મ્હેરબાનોમાં

કઠણ ભાવોથી કોમળ હૈયાં પણ ખાલી નથી હોતાં
પટ્ટીઓ હોય છે લોઢાની ફૂલોની કમાનોમાં.

અમારો બાગ શું છે? દોસ્ત, વાદોનો અખાડો છે,
કે ચાલે છે હમેશાં સાઠમારી બાગબાનોમાં.

તમન્ના દિલમાં કેવી! જાન માંહે જાન પણ કેવી!
દીવાલોની દીવાલો બેસી ગઈ છે આ મકાનોમાં

કહીં દીવાનગી લઈ ચાલ ખંડેરોની દુનિયામાં,
મને આવી ભરાયા જેવું લાગે છે મકાનોમાં.

છોડયો 'ઘાયલે' સિદ્ધાંત ખાતર પક્ષ પોતાનો,
જીવ્યો તો પણ જવાનોમાં, મર્યો તો પણ જવાનોમાં.

૮-૧૨-૫૧

# હજુ એ ઉરની આરત છે

કદર છે માણસાઈની ન તો માણસની કીમત છે,
અહીંયાં પારખાં જેવું નથી કંઈ એ હકીકત છે.

દિવસનાં ઓર હાલત, રાતનાં કંઈ ઓર હાલત છે,
અમારી કેમ બાબત છે? અમારી આમ બાબત છે.

કહો રાજા તો રાજા છે, કહો રૈયત તો રૈયત છે,
અમારી જિન્દગાની આ રિયાસતની રિયાસત છે.

મળી જાએ ગમે ત્યાંથી ખુમારીની જરૂરત છે,
ન પયમાનાથી મતલબ છે, ન મયખાનાથી નિસ્બત છે.

ભલા સુંદર જવાની ક્યાં અને વરવો બુઢાપો ક્યાં!
જવાની એ સહારો છે, બુઢાપો એ મુસીબત છે.

ગુલામો છે હકીકતમાં બધા હાકેમ દુનિયાના!
ખરા હાકેમ એ છે દિલ ઉપર જેની હકૂમત છે.

અમે પ્રારબ્ધ પાસે હાથ લંબાવીએ શા માટે!
અમારે મન મળે પુરુષાર્થ દ્વારા તે ગનીમત છે.

નથી તોફાનગ્રસ્તોથી દશા મુક્તોની કંઈ સારી,
અમે તો સાંભળ્યું 'તું કે કિનારે સૌ સલામત છે.

હિમાયત સૌ કરે છે કિન્તુ કોઈએ નથી દીઠું!
કહે છે સ્વર્ગ જેને એ તરંગોની કરામત છે.

, જમાનાને સુધરવાનું કહે છે પણ, કહેવા દે!
સુધારક, ખુદ હજુ તારે સુધરવાની જરૂરત છે.

બનાવી દઉં ગઝલને એક ગૌરવનો વિષય 'ઘાયલ'!
હતી એ ઉરની આરત ને હજુ એ ઉરની આરત છે.

૧૩-૧૨-૫૩

## મુસીબતના સહારા પર

કહું શું કે વીતે છે હાલમાં કેવી જિગર પર,
હું અશ્રુ સારું છું દિલ પર ને દિલ સારે છે મારા પર

હતી ક્યારે કોઈની પણ દયાદૃષ્ટિ અમારા પર!
અમો જીવ્યા છીએ આમ જ મુસીબતના સહારા પર.

પ્રયત્નોનું ન ચાલ્યું જોર કિસ્મતના ઇશારા પર,
પહોંચાડી કિનારે નાવ તો ડુબી કિનારા પર

હવે તો કેર વરતાવે છે કાળો પ્રેમ ચિનગારી,
ઉડે છે રાત દી ઉગ્રથી તિખારાઓ તિખારા પર.

દમન માની દમનને ગા નહીં એના કે મન મારા!
દયા આવી રીતે પણ થાય છે એની અમારા પર.

ફરી મન થાય છે કે જઈ પડું મઝધારના મુખમાં,
પરિસ્થિતિ વધુ ગંભીર ભાસે છે કિનારા પર

જગતને ટેવ છે શંકાભરી નજરોથી જોવાની,
અમે તો શું? કરે છે લોક શંકા સાવ સારા પર.

ગુલામી ગઈ છતાં 'ઘાયલ', ન આદત ગઈ ગુલામીની,
હજુ પણ હિન્દીઓ નાચે છે કોઈના ઇશારા પર.

૧૦-૯-૪૭

# જીવનપર્યંત આવે

જીવનમાં જોશ પર જો ખંત આવે,
ગમે તેવા દુઃખોનો અંત આવે.

ખુશીથી ક્રાન્તિ મૂર્તિમંત આવે,
કદી શાને, જીવનપર્યંત આવે.

હમેશાં તો વસંત આવે જ ક્યાંથી !
શિશિર આવે કદી હેમંત આવે.

ભલા શા કામનો એવો વિજય પણ !
ન જો પરિણામ કંઈ જીવંત આવે.

ભરોસે ભાંગી માર્યા છે અમોને,
ભરોસો કેમ હે ભગવંત, આવે ?

ન જાયે કેમ બેસી અધવચાળે !
હૃદય પર ભાર જો અત્યંત આવે.

જીવનમાં થાય છે એવી પણ ઇચ્છા,
કોઇ વાતે જીવનનો અંત આવે.

પતી જાએ બધા ધર્મોના ઝગડા,
યદિ વચ્ચે ન કોઈ સંત આવે.

ભલે તું મિત્ર એને માન 'ઘાયલ',
નહીં કો' કામમાં શ્રીમંત આવે.

૨૬-૧૨-૫૨

## લીલામ કરી જાયે છે

હજાર શાંતિ હો સંગ્રામ કરી જાયે છે!
સમય સમયનું સદા કામ કરી જાયે છે.

સુસીબતો મહીં જે કામ કરી જાયે છે,
તમારા સમ, એ જગે નામ કરી જાયે છે.

કરો જો પ્રેમ કોઈથી તો વિચારી કરજો!
એ નેકનામને બદનામ કરી જાયે છે.

નજર મિલાવી શકે કોણ ભલા રૂપ થકી!
અમારું દિલ છે કે એ હામ કરી જાયે છે.

ભલા શું પૂછવું પ્રેમીના બલિદાન તણું!
જવાની કેરું એ લીલામ કરી જાયે છે.

મને તો જંપવા દેતું નથી હતભાગી હૃદય,
વ્યથા જો ભૂલથી આરામ કરી જાયે છે.

સિવાય ઈશ, કહો એનું કરે કોણ પૂરું!
જે ખાલી ઘૂંટ મહીં જામ કરી જાયે છે.

તમે નિહાળી નથી વીજ નિરાશા કેરી!
એ ભસ્મિભૂત કંઇ ધામ કરી જાયે છે.

જમાનો કાલ હશે મારા ચરણમાં 'ઘાયલ',
દમન છો આજ એ બેફામ કરી જાયે છે.

૧૯-૧-૫૩

# અંધારાં સુંદર લાગે છે

પસ્તાઉં છું ઉપવનમાં આવી ઉપવન પણ પીંજર લાગે છે,
એ સાવ ખરું છે દૂરથી સૌ રળિયામણા ડુંગર લાગે છે.
પલ્ટાઈ ગયેલાં જાણે સૌ સર્જનનાં કલેવર લાગે છે,
ના ધરતી ધરતી લાગે છે કે અંબર અંબર લાગે છે.
આ સઘળા ઝગડાનું કારણ મુજને તો અંતર લાગે છે,
હિતશત્રુ એ બા'રનું બા'ર અને અંદરનું અંદર લાગે છે,
હું દૂધનો દાઝેલો છું મન! ફૂંકીને પીઉં છું છાશને પણ,
દુનિયા કેરો તો શું મુજને, દિલ કેરો પણ ડર લાગે છે.
હું જ્યારથી આવ્યો છું રહેવા, છે ત્યારની આની આજ સ્થિતિ,
આબાદ હતું ઘર ક્યારે કે બરબાદ તને ઘર લાગે છે?
છે એક બહાનું હાસ્ય તણું, કયાં હાસ્ય અને કયાં હું સહચર!
કંઈ આમ કરી લઉં છું હળવો જો ભાર હૃદય પર લાગે છે.
જીવન બનતાં એની સારી જાયે છે મનોહરતા મારી
એક સ્વપ્ન રહે છે ત્યાં જ સુધી હર સ્વપ્ન મનોહર લાગે છે
આંખોમાં આંખ પરોવી તેં કીકીઓની રોનક જોઈ નથી,
આ અજવાળાં કરતાં ય વધુ અંધારાં સુંદર લાગે છે.
સૌ એની આજ નિહાળે છે, હું એની કાલ નિહાળું છું,
જે સોને ઝરણું લાગે છે, તે મુજને સાગર લાગે છે.
છાતી પર પથ્થર બાંધી હું વર્ષોનાં વર્ષો જીવ્યો છું,
આ જાતઅનુભવ છે મારો કે ભાર ઘડીભર લાગે છે.
છો એને કવિ માને મિત્રો, આ ગઝલો જોતાં 'ઘાયલ'ની,
એ એક કવિ કરતાં ય વધુ માણસ બહુ સુંદર લાગે છે.

૮-૮-૫૨

## ચહેરા ઉદાસ આજે

વાતાવરણ છે એવું કંઈ આસપાસ આજે,
ગભરાય છે જીવનથી જીવનનાં શ્વાસ આજે.

ક્રાંતિ કરી રહી છે શકિતનો હ્રાસ આજે,
કયાંથી ભલા, જીવનનો થાયે વિકાસ આજે?

વરતે છે જ્યાં જુઓ ત્યાં એક સરખો ત્રાસ આજે,
છે પ્રશ્ન એ જ કયાં જઈ કરવો નિવાસ આજે.

શોણિતભરી નદીઓ જ્યાં ત્યાં વહી રહી છે,
વાળે છે વેર જૂનું કોઈની પ્યાસ આજે.

સારપ અને મીઠપનાં સળગી ગયાં સુમન સૌ,
માનવ-સુલભ અહીંયાં કેવી સુવાસ આજે!

કયાં નૂર કોણ જાણે સઘળું ગયું હણાઈ!
નજરે ચડી રહ્યા છે ચહેરા ઉદાસ આજે.

આ પાર પણ નથી હું, તે પાર પણ નથી હું,
જીવન મરણની વચ્ચે મારો છે વાસ આજે.

પૂછો નહીં થયા છે કેવા કટુ અનુભવ!
અંતર જતાં ડરે છે મિત્રોની પાસ આજે!

સંપૂર્ણ થઈ ગયો એ સત્તાનો દોર 'ઘાયલ',
સ્વામી બની ગયા છે દાસાનુદાસ આજે.

૨૪-૧૧-૪૭

## લાખ વાર માગે છે

સમજના તંત્ર મહીં ફેરફાર માગે છે,
હૃદય હૃદયનો જગે કારભાર માગે છે.

નયન નયનમાં સદા હસતો પ્યાર માગે છે,
કવિતા સાથ કવિતાનો સાર માગે છે.

હમેશ જામ હમેશાં સિતાર માગે છે,
છે એકરાર જવાની કરાર માગે છે.

હું જેને પારકે હાથે લુંટાવી બેઠો છું,
રહી રહીને હૃદય એ બહાર માગે છે.

બસ મારા કાજ સમીસાંજ કંઇ રહેવા દો!
સવાર એને દો જેઓ સવાર માગે છે.

કોઇની યાદ મહીં એમ તડપે છે અશ્રુ!
સમુદ્ર જાણે કે નૌકાવિહાર માગે છે.

નવીન શોખ કરે જુલ્મ એટલાં ઓછાં!
નવો શિકારી નવા નિત શિકાર માગે છે.

હલેતાં હૈયાં અમસ્તાં ભરાઈ આવે ના,
જીવનમાં આવા પ્રસંગો વિચાર માગે છે.

પડી છે વિશ્વ મહીં સૌને આવનાર તણી,
નથી એ જોતું કોઈ શું જનાર માગે છે.

કરે છે પ્યાસા કદી એવું જોર કે માનવ,
પ્રકાશ બદલે પીવા અંધકાર માગે છે.

પ્રસિદ્ધિ–લોભ થકી કોણ મુક્ત છે જગમાં!
કે ધર્મ સુદ્ધાં અહીંયાં પ્રચાર માગે છે.

ગરીબીનો કંઈ એવો સ્વભાવ છે 'ઘાયલ'!
જો એક વાર દિયો લાખ વાર માગે છે.

૧-૬-૫૨

# ૪ કદમના તાલ બદલે છે

કદી આકાશ બદલે છે, કદી પાતાલ બદલે છે
દિશાઓ તો દિશાઓ ખુદ અહીં દિગ્પાલ બદલે છે

દિવસ બદલાય છે નિત, સાલ પણ હર સાલ બદલે છે
નવાઈ છે અમારો કોઈ દી ના હાલ બદલે છે

હતું ખુદ ભાવિ નિર્ભર જેના પર તે ખ્યાલ બદલે છે
અમારી આજ તો શું ? આજ સાથે કાલ બદલે છે

ન જપે છે અનાદિ કાળથી ના જપવા દે છે,
જમાનાથી નિહાળું છું, જમાનો ચાલ બદલે છે.

એ જાણે છે કદી ઉદ્ધાર ઈર્ષાથી નહીં થાએ
અમારા મ્હેરબાનો તો ય ના હિલચાલ બદલે છે.

કોઈ માનવથી માનવ બદલે તો એમાં નવાઈ શી !
પ્રભુ જેવા પ્રભુથી પણ પ્રભુના લાલ બદલે છે.

ન આવે આંચકા ભૂકંપ કેરા એટલા ઓછા !
ઘણાં વર્ષો પછી પડખું ફરી કંગાલ બદલે છે.

રખાવટ રાખનારાઓ રખાવટને નથી તજતા,
તમાચા ખાય છે કિન્તુ કદી ના ગાલ બદલે છે.

તને કોણે કહી દીધું મરણની બાદ મુક્તિ છે !
રહે છે કેદ એની એ ફકત દીવાલ બદલે છે.

ફરી ક્રાંતિ જવાનો લાવે તો કહેવાય ના 'ઘાયલ' !
બજે છે ખંજરીઓ ને કદમના તાલ બદલે છે.

૧-૨-૫૨

# ફકત પાંચ સાતનો

અધિકાર મુજને કેમ નથી કોઈ વતનો!
એવો કયો મેં દોષ કર્યો છે જમાનનો?

ના સત્યનો જમાનો છે, ના સત્ય વાતનો
સાચું પૂછો તો આ છે સમય પક્ષપાતનો.

છે ખેદ, અર્થ અવળો જગત કરશે વાતનો,
સંતાપ લેશ પણ નથી વિશ્વાસઘાતનો

પ્રસ્તાવ અંતે ઊડી ગયો એકતા તણો,
છેવટ લગી વિરોધ નડ્યો નાતજાતનો.

વાતાવરણ છે એવું કે પડતી નથી ખબર,
આ હાસ્યનો પ્રસંગ છે કે અશ્રુપાતનો!

એક શ્વાસ સાથે આહ ભરે કોઈ કેટલી?
કંઈ ભાર કરવો જોઈએ હળવો જઝબાતનો.

જીવન મહીં મરણનું શરણ શું કૃપાનિધાન!
લેવો પડે છે આશરો ખુદ આપઘાતનો.

મદિરા વગર વ્યતીત થશે કેમ જિંદગી!
આ કંઈ નથી સવાલ ફકત એક રાતનો.

'ઘાયલ', ઊઠો અહીંયાં તૃષા છીપશે નહીં!
આ છે મનસ્વી દોર ફકત પાંચ સાતનો.

ડિસેમ્બર-૫૦

# આખો દરિયો ડોળાઈ જશે

જે એંટી રહ્યા છે એને કહો, ચેતે નહીં તો અંટાઈ જશે,
નહિ યાદ સુધ્ધાં અવનીમાં રહે એવી રીતે ભુંસાઇ જશે.

આ આતં હૃદયની વાતો છે, તે ભૂલથી પણ ચર્ચાઈ જશે,
જો હોઠને સીવી પણ લેશો તો આંખથી ઉચ્ચારાઈ જશે.

છે રંગ કયો તે રંગ તણી રેખા પરથી વરતાઈ જશે
નેપથ્ય મહીં જે ચિતરો છો નેપથ્ય ઉપર ચિતરાઈ જશે

આ યજ્ઞ રહ્યો લાવો સૌને, સાચા ખોટા પરખાઈ જશે,
ખોટા જે હશે તે જાશે ખસી, સાચા જે હશે હોમાઈ જશે,

ફરિયાદ ન કર હતભાગી હૃદય, ફરિયાદથી એ ગભરાઈ જશે,
આનંદ મહીં નિત રહેનારા આક્રંદ સુણી અકળાઈ જશે.

ઘર ભડકે બળતું જોઈ અને ભાગે છે કોઈ તો છો ભાગે!
મેં કૈંક દીવાળી જોઈ છે, આ હોળી પણ જોવાઈ જશે,

લુંટાઈ જવાની બીક હતી. લુંટાઈ ગયું તે ભરયૌવન
શું બાકી રહ્યું છે દોસ્ત, હવે જીવનમાં કે લુંટાઇ જશે?

નહિ પાર રહે પસ્તાવાનો માંધાતા, મન વશમાં રાખો!
જે કાળને થપ્પડ મારે છે તે હાથની થપ્પડ ખાઈ જશે

આંધી છે સમાલો નોકાને, ચિંતાઓ તજો સહુ દેહ તણી
લાશો તો કિનારે મોજાંને ઠેલે ઠેલે ઠેલાઈ જશે

'તોફાની તત્ત્વોને કહી દો દેખાવો કરવા રહેવા દે!
જો નાવ અમારી ડૂબી તો આખો દરિયો ડોળાઈ જશે.

મિત્રોને કહો કે માફ કરે, ગવરાવે નહીં 'ઘાયલ'ને ગઝલ,
સહુ દર્દ મહીં ડૂબી જાશે દિલ એનું જો ઠલવાઈ જશે.

૭-૧૨-૫૦

# શણગાર બનીને રહેવું છે

ફરિયાદ નહીં પણ અંતરનો પોકાર બનીને રહેવું છે,
અત્યાચારોની સામે હવે અંગાર બનીને રહેવું છે.

કાં સત્ય અને કાં સત્ય તણી તલવાર બનીને રહેવું છે,
રહેવું છે પણ જો જીવતું તો પડકાર બનીને રહેવું છે.

તકરારી તત્ત્વોની સામે તકરાર બનીને રહેવું છે,
નિરધાર કરી ચૂક્યો છું હું, નિરધાર બનીને રહેવું છે.

કાં એની નજરમાં જોને રહો, કાં મારા જિગરમાં આવી વસો,
અરમાનો! તમારે દુનિયામાં જો પ્યાર બનીને રહેવું છે.

પરદામાં રહી કંઈ પણ કરવું મંજૂર નથી સહચર સુજને,
હું અંદરખાને જે કંઈ શું તે બા'ર બનીને રહેવું છે.

શિરજોર જવાનીના સોગન, આઝાદ વિચારોના સોગન,
મજબૂર બનીને રહેવું નથી, મુખ્તાર બનીને રહેવું છે.

એ દિવસો ગયા કે પુષ્પોમાં જ્યારે કોઈ ગણના નો'તી,
રહેવું છે હવે ઉપવનમાં અને શણગાર બનીને રહેવું છે.

કોઈના વિરલ ઉપકાર તળે કચરાઈ મરીએ શા માટે?
કોઈના સતત અપકાર ઉપર ઉપકાર બનીને રહેવું છે.

અંટસ ને અદેખાઈ 'ઘાયલ', આપસમાં શું કામે જોઈએ?
છે રોગ જૂનો કિંતુ મારે ઉપચાર બનીને રહેવું છે.

૧૨-૮-૫૧

તોફાની તત્ત્વોને કહી દો દેખાવો કરવા રહેવા દે!
જો નાવ અમારી ડૂબી તો આખો દરિયો ડોળાઈ જશે

મિત્રોને કહો કે માફ કરે, ગવરાવે નહીં 'ઘાયલ'ને ગઝલ,
સહુ દર્દ મહીં ડૂબી જાશે દિલ એનું જો ઠલવાઈ જશે.

૭-૧૨-૫૦

# શણગાર બનીને રહેવું છે

ફરિયાદ નહીં પણ અંતરનો પોકાર બનીને રહેવું છે,
અત્યાચારોની સામે હવે અંગાર બનીને રહેવું છે.

કાં સત્ય અને કાં સત્ય તણી તલવાર બનીને રહેવું છે,
રહેવું છે પણ જો જીવતું તો પડકાર બનીને રહેવું છે.

તકરારી તત્ત્વોની સામે તકરાર બનીને રહેવું છે,
નિરધાર કરી ચૂક્યો છું હું, નિરધાર બનીને રહેવું છે.

કાં એની નજરમાં જઈને રહો, કાં મારા જિગરમાં આવી વસો,
અરમાનો ! તમારે દુનિયામાં જો પ્યાર બનીને રહેવું છે.

પરદામાં રહી કંઈ પણ કરવું મંજૂર નથી સહચર મુજને,
હું અંદરખાને જે કંઈ છું તે બા'ર બનીને રહેવું છે.

શિરજોર જવાનીના સોગન, આઝાદ વિચારોના સોગન,
મજબૂર બનીને રહેવું નથી, મુખ્તાર બનીને રહેવું છે.

એ દિવસો ગયા કે પુષ્પોમાં જ્યારે કોઈ ગણના નો'તી,
રહેવું છે હવે ઉપવનમાં અને શણગાર બનીને રહેવું છે.

કોઈના વિરલ ઉપકાર તળે કચરાઈ મરીએ શા માટે ?
કોઈના સતત અપકાર ઉપર ઉપકાર બનીને રહેવું છે.

અંટસ ને અદેખાઈ 'ઘાયલ', આપસમાં શું કામે જોઈએ ?
છે રોગ જૂનો કિંતુ મારે ઉપચાર બનીને રહેવું છે.

૧૨-૮-૫૧

# ઉજાસ થઈ રહેશે

સફળ અમારા અવિરત પ્રયાસ થઈ રહેશે,
જરૂર કોઈના દિલમાં નિવાસ થઈ રહેશે.

વતન નહીં તો વતન આસપાસ થઈ રહેશે,
અમારો કોઈ જગાએ સમાસ થઈ રહેશે.

વધુ નહીં તો ઘડીભર વિકાસ થઈ રહેશે,
ક્ષણિક અમારું જીવન પણ સુવાસ થઈ રહેશે.

રહ્યું સહ્યું આ જીવન પણ ખલાસ થઈ રહેશે,
પ્રવાસ ચાલુ છે, પૂરો પ્રવાસ થઈ રહેશે.

નહીં કહેવું પડે કંઈ નહીં શીખવવું પડે!
વિષય હશે તેવો વાણીવિલાસ થઈ રહેશે.

યદિ સફળ ન થઈ દૃષ્ટિ શોધવામાં તો,
હૃદય તરફથી હૃદયની તપાસ થઈ રહેશે.

અનન્ય પ્રીત કદાપી નથી જતી એળે,
મને યકીન છે અશ્રુ સુહાસ થઈ રહેશે.

રહેશે ક્યાં સુધી અંધેર આમ દુનિયામાં!
સવાર આવશે એવી, ઉજાસ થઈ રહેશે.

પ્રદીપ્ત દર્દથી સળગતા હૃદય-સિતારાથી,
અકાળે મારું જીવન જો અમાસ થઈ રહેશે.

જીવન પ્રભાત-દીપકનો પ્રકાશ છે 'ઘાયલ'!
કદી શકાય ના ક્યારે - ઉદાસ થઈ રહેશે.

૧૫-૧૨-૫૧

# બળતું બુઝાવી જા

ગુસ્સો ચડે તો દિલ મહીં ગુસ્સો દબાવી જા !
ખૂબી તો એ જ છે કે તું ઉભરો શમાવી જા !

પ્રત્યેક ભેદભાવના ઝગરા પતાવી જા,
વર્ષોથી જે બળે છે તે બળતું બુઝાવી જા !

અશ્રુ વહાવીને તું દયાની ન આશ રાખ !
દેવા દિલાસો અન્યને અશ્રુ વહાવી જા !

હે જીવ ! ફૂલ જેવી શી ખીલે જીવનકલા,
કાંટાથી છો પડે, પડ્યું પાનું નિભાવી જા !

સિદ્ધિ મહાન ભોગ દીધા વિણ ન સંભવે !
જીવનનું ધ્યેય સાધવા જીવન લુંટાવી જા !

તારે ઉપાડવાનો છે બોજો જીવન તણો,
નારાજી ના બતાવ, ખુશીથી ઉઠાવી જા !

અંતરની વાત જેની કડીએ કડી કહે,
'ઘાયલ', તું એવાં કાવ્ય જીવનનાં સુણાવી જા.

૪૧

# રસ્તો કરી જવાના

રસ્તો નહીં જડે તો રસ્તો કરી જવાના,
થોડા અમે મુંઝાઈ મનમાં મરી જવાના!

નિજ મસ્ત થઈ જીવન આ પૂરું કરી જવાના,
બિન્દુ મહીં ડૂબીને સિન્ધુ તરી જવાના.

કોણે કહ્યું કે ખાલી હાથે મરી જવાના!
દુનિયાથી દિલના ચારે છેડા ભરી જવાના.

છોને ફર્યા, નથી કંઈ દીધી દર્દી જવાના!
એ શું કરી શક્યા છે, એ શું કરી જવાના!

મનમાં વિચાર શું છે? અવિરામ કંઈ દીપક છે,
પ્રકાશ આંધીઓમાં પણ પાથરી જવાના

એક આત્મબળ અમારૂં દુઃખ માત્રની દવા છે,
હર ઝખ્મને નજરથી ટાંકા ભરી જવાના.

સ્વયં વિકાશ છીએ, સ્વયં વિનાશ છીએ,!
સ્વયં ખીલી જવાના, સ્વયં ખરી જવાના

સમજો છો શું અમોને સ્વયં પ્રકાશ છીએ!
દીપક નથી અમે કે ઠાર્યા ઠરી જવાના

એય કાગ, કંઈ નથી તો તું થાય તે કરી લે!
ઈશ્વર સમો ધણી છે થોડા મરી જવાના!

યાંત્રિક છે આ જમાનો ફાવે છે વેગવાળા
એ·યુગ ગયા, વિચારી પગલાં ભરી જવાના.

[illegible] દુનિયા શું કામ ખાલી અમને મિટાવી રહી છે?
આ ખોળિયું અમે ખુદ ખાલી કરી જવાના.

૧૭-૫-૪૪